ક્તિ ગ્રંથમાળા:  વર્ષ ૫ મું

# : માઇ પત્રાવલી :



પ્રકાશક:

श्री शक्ति साहित्य मंदिर

स्टेशनरोड,

नडिआद.

॥ श्री माई प्रसन्नास्तु ॥

શક્તિ ગ્રંથમાળા
ક્રમાંક ગ્રંથ ૧૫

વર્ષ પાંચમું
પુસ્તક ૩ જું

# :: માઇ-પત્રાવલી ::


લેખક અને પ્રકાશક:
શિવલાલ ભવાનીશંકર પંડયા.


લેખક મુજને નવગણો, લેખક મારી મા;
ખર-લહીઓ મા તણો, પ્રેરક મારી મા.
ી ચાલે 'મા' તણી, તેનું છે આ કામ;
ગકારણે જણાવીયું, 'લેખક' મારૂં નામ.


ૃત્તિ
૧૦૦

પોષ સુદી ૧૫
સં. ૧૯૯૭

શ્રી શક્તિ સાહિત્ય મંદિર, સ્ટેશનરોડ-નડિઆદ.

મૂલ્ય: બે આના પો. ખ. જુદુ.

# અનુક્રમ :

| પત્ર નં. | વિષય | પાન નં. |
|---|---|---|

| પત્ર નં. | વિષય | પાન નં. |
|---|---|---|

॥ श्री माई प्रसन्नास्तु ॥

# માઇ પત્રાવલી



## ૧-પાપ પુણ્ય માને સોંપો.

પાપી અને પુણ્યવાન એ એનો ભેદ પણ માતૃભાવમાં ના હોવો જોઇએ, બીજાના પાપનો વિચાર કરવાથી આપણી માત્ર પાપીષ્ટતા જ વધે છે. દુનિયામાં કોણ પાપી નથી? આજનો સંત એ કાલનો મહાપાપી હતો. એવું કોઇ પાપ નથી કે જે **માઇકૃપા** બાળીને ભસ્મ કરી શકતી નથી. મહા પુણ્યવાન પુરૂષ પણ માની પવિત્રતા આગળ કંઇજ નથી! પગલે પગલે ડગલે ડગલે સાવધ રહો કે પાપ ન થાય. થઇ જાય તો સોએ વહાણ બૂડયાં એમ માનીને તમારો આત્મા નિર્જીવ ના કરી નાખો. બીજાના પાપનો વિચાર કરી તમારા આત્માને મેલો ના બનાવો. થયેલા પાપની શિક્ષા પ્રસન્નચિત્તે ભોગવો અને બધુંયે પાપ ને પુણ્ય માને સોંપી દો.

સવામણની તળાઇમાં મા સુવાડશે તોયે મા સાંભળી આવેથી વિયોગથી રડનારને એ સુખ શા કામનું? અને બ્યાજબી કરતાં વધારે દુઃખ પડશે તોયે માઇના પ્રેમધ્યાનમાં એ દુઃખ લાગવાનું છે જ કયાં? માઇનેય કહેવાનું નથી કે હું તો આ દુઃખમાં પડયો છું, અને તું કયાં મરી ગઇ? એની મરજી પડે તો એના ભકત તરીકે દયા લાવી પાપની શિક્ષા જબર-

જસ્તીથી અમલમાં લાવતાં યમરાજ વિચાર કરે, અને એ બીજા કામમાં રોકાઈ હોય અને આપણે અહીં વગર કારણના દુઃખ ભોગવ્યા કરીએ તોયે વાહવાહ ! દુઃખ સહન નહિ **થાય તો રડીશું, નહિ જીવાય તો મરીશું પણ રડતે રડતેયે માના પોકારથી રડીશું અને મરતે મરતેયે વાચા બંધ થઇ ગયે કાનમાં માઇનો મંત્ર સાંભળતે–સાંભળતે મરીશું.**

પાપ અને પૂણ્યને બહુ કીમ્મત આપી તેમાં ગુંચાઇ જવું નહિ પણ પાપ અને પુણ્ય તરફ ખેંચનારાં તત્વો પર નજર રાખવી. તેમ છતાં જે થઇ જાય તે થઇ જાય. જ્યારે એન્જીનનું બોયલર બહુ તપી ગયું હોય ત્યારે સાધારણ મનુષ્ય આટલા તણખા નીકળ્યા, આટલો ધુમાડો નીકળ્યો કહે છે પણ સમજુ માણસ બોઇલર બહુ તપી ગયું છે એટલુંજ બોલીને પાણી નાખવા માંડે છે. પાપ અને પુણ્ય એ આત્માની કઇ પાયરી છે તે દેખાડનારાં સૂચનો છે. આનો અર્થ એમ નહિ કે તેનાં ફળ ભોગવવાં પડતાં નથી. પણ ડાહ્યા માણસે ઉપરની દૃષ્ટિથી જોવું અને સ્થિતિ સુધારવાના પ્રયત્નમાં રહેવું.

## ૨–કર્મના પ્રકાર.

કર્મમાં ત્રણ પ્રકાર છે. **સંચિત, ક્રીયામણ** અને **પ્રાલબ્ધ** છે. સંચિત માઇભકિતથી બળવા માંડે છે. ક્રીયામણ ગુરૂકૃપાથી તથા માઇકૃપાથી એ પ્રકારે બંધ થાય છે. મનુષ્યના હાથની કંઇક અંશે એ વાત છે. આજે સમજ્યા કે માઇ-ભકિત ફલદાયી છે પણ રોજ કલાક કરો કે દસ કલાક કરો એ પોતાના હાથની વાત રહી. ગુરૂકૃપાથી સાવધગીરી બરાબર

આવી ગઇ તો આગળનો હિસાબ જેમ બને તેમ થોડો કરી શકાય પણ જે શરીર અને મનને તો હજારો જન્મોનો અભ્યાસ લાગી રહ્યો હોય તે શરીર અને મનને જાતેજ પોતે બદલવું પડે છે અને તે સુખદુઃખ ભોગવીને, પશ્ચાત્તાપ કરીને, ફરી ના કરવાનો નિશ્ચય કરીને, સંયમ રાખીને, પ્રસંગો ટાળીનેજ થઇ શકે છે. ડાહ્યા પુરૂષે તો ચીત્તપ્રસન્નતા અને ગુરૂ તથા માઇની શ્રદ્ધા છોડવી નહિ. વાણીઆનો આંકડો જે થાય તે ચૂકવી આપવા તૈયાર રહેવું. પ્રારબ્ધ તો ભોગવ્યે જ છૂટકો છે.

## ૩–છેવટનું બારૂં બંધ કરો.

સાધારણ મનુષ્યપર જ્યારે ગુરૂ કે દેવની કૃપા થાય છે ત્યારે એને સંસારની અસારતા દેખાવા માંડે છે અને તે ધીરેધીરે કામ, ઇચ્છા, ક્રોધ, લોભ વિગેરે બધું ધીરેધીરે છોડવા માંડે છે, પરંતુ જે શરીરની ઉત્પત્તિ સ્ત્રી પુરૂષના સંગમરૂપ વિષયવાસનામાંથી ઉત્પન્ન થઇ છે તે વિષયવાસના એને છોડતી નથી. બધા દુર્ગુણો ગયા પછી ઘણા કાળ સુધી એ વિષય ભોગેચ્છા મનુષ્યને સતાવ્યા કરે છે, કારણ કે એ શરીરજ આપણું એમાંથી થયેલું છે. માટીના ઘડામાંની કઇ ઠીકરીમાં માટી ના હોય? આથીજ ભકત તરીકે ઘણા જણ દુનિયામાં પ્રખ્યાત હોય પરંતુ તેમને હાથે કોઇકોઇ વાર ભૂલો પણ થઇ જાય છે. બીજાં બધાં ઉપભોગનાં બારાં બંધ થઇ ગયા પછી ફકત આજ બારૂં ઉઘાડું રહેવાથી ખાસ ધ્યાનમાં આવી જાય છે પણ તેથી ગભરાવું નહિ. ધીરેધીરે **અભ્યાસથી** તેને ઠેકાણે લાવવું.

બીજાં બારાં બંધ થયાં જાણી માઇને પ્રાર્થવું કે "હવે આટલું એક બારૂં છે કે જેમાંથી તને અર્પણ કરેલી આ મારી ચૈતન્ય ટાંકી ટપકયા કરે છે, એટલું બંધ કર કે જેથી આખી ટાંકી તારા ઉપયોગમાં આવે." અભ્યાસ, વૈરાગ્ય અને કૃપા સિવાય બીજો એને માટે માર્ગ નથી. **અભ્યાસ** સૌથી મોટી વાત છે. કૃપા થયા પછી વૈરાગ્ય હોવા છતાંય અભ્યાસની જરૂર છે. કારણ કે અનેક જન્મોનો અભ્યાસ તેને તોડવાને **અભ્યાસ જ** જોઇએ.

## ૪ વિષયવાસના ટાળવાનો અભ્યાસ

દુનિયામાં સૌંદર્યવંતી સ્ત્રી જોતાં મા-ભાવના સેવવી તે અવળો સળ. ભોગ ભાવના ઉપજે તો તે ભોગની પાછળ શું છે તેનો વિચાર કરવો. "આપણી પોતાની સ્ત્રી સાથે માભાવના કેળવવી જોઇએ પરંતુ તે તમારા મનની વાત તેને ન જણાવવી બલ્કે માઇ અને ગુરૂ સિવાય અન્યને પણ ન જાણવા દેવી. આને માટે ભડકેલા માણસનું એ કામ નથી. મગજ ઘણુંજ શાન્ત જોઇએ. આપણા હૃદયમાં શી રમત ચાલી રહી છે? આપણે કેટલા તણાયા, કેટલા પ્રલોભન સામે ટકી રહ્યા એ બધા સંબંધે ચાર આંખની જાગૃતિ જોઇએ એનુંજ નામ **અભ્યાસ.** લાયકાત વગર તો અમૃત ઝેર છે; પરંતુ લાયકાતમાં ગમે તેટલી ઉણપ હોય તો તે માઇશ્રદ્ધા અને ગુરૂ શ્રદ્ધથી પુરી પડી જાય છે.

## ૫ કયાં નેત્રોએ માનાં દર્શન થાય ?

મા-દર્શન માટે આ ચર્મચક્ષુઓ કામ નથી કરતાં, તેને જેવા માટે સ્થૂળનેત્રો કામ ન આવે મા-દર્શન માટે તો

તેનું સાધનભજન કરતાં કરતાં એક પ્રકારનો પ્રેમદેહ ઘડાય છે. તેનાં નેત્ર, તેનાં કાન, સર્વ પ્રેમનાં બનેલાં હોય છે. એ નેત્રવડે માને જોઇ શકાય છે. એ કાનવડે તેની વાણી સંભળાય છે. વળી એ પ્રેમના દેહને જાતિસૂચક અવયવો પણ હોય છે. એ પ્રેમના શરીરવડે આત્માની સાથે રમણ થઇ શકે છે.

મા પ્રતિ દૃઢ અનુરાગ થયા વિના કાંઇ વળતું નથી. જ્યારે પ્રેમ ઘણોજ પ્રબળ થાય છે, ત્યારે ચારે દિશાએ મામય દેખાય છે. પુષ્કળ નિશો ચડી જાય છે એટલે ચારે દિશાઓ પીળી પીળી દેખાય છે. પછી તે અને આપણે એક છીએ એવું જ્ઞાન થાય છે.

રાતદિવસ તેનું જ ચિંતન કરવાથી ચારે દિશાએ તેનુંજ દર્શન થાય છે. જેમ દીવાની જ્યોત સામે એકી નજરે જોઇ રહેવાથી થોડી વાર પછી ચારે દિશાએ જ્યોત ને જ્યોતજ દેખાયા કરે છે. આ જ્યોત દેખાવામાં કેટલાકને શંકા રહે છે કે "એ કાંઇ ઓછી ખરી જ્યોત દેખાય છે? એ તો માત્ર તેનો દેખાવજ છે ને?" પરંતુ તેથી ભ્રમણામાં ન પડવું. એટલું ખાસ યાદ રાખવું કે ચૈતન્યનો વિચાર કરતાં અચૈતન્ય થવાતુંજ નથી. માનો ઝાઝો વિચાર અને તેની ભક્તિ કરવાથી માનવ અક્કલ વિનાનો ગાંડો થઇ જાય છે એમ સંસારની માયાજાળમાં ફસાયલા મનુષ્યો માને છે પરંતુ ભક્ત તે કંઇ ગાંડો નથી થતો કારણ એ કાંઈ અનિત્ય વિષયનું ચિંતન કરતો નથી. જે નિત્ય ચૈતન્ય સ્વરૂપ છે તેના ઉપર મન સ્થિર થતાં અચૈતન્યાવસ્થા થાયજ નહિ.

માની કૃપા થતાં સંદેહ દૂર થાય છે, જ્યાં સુધી આત્મ-સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી સંદેહ પૂરેપૂરો ટળતો નથી. એકવાર તેની કૃપા થઇ એટલે પછી કશો ભય નથી રહેતો. છોકરો પોતાની માનો હાથ પકડીને ચાલતો હોય તો કદાચ પડી પણ જાય, પરંતુ જો માએજ છોકરાનો હાથ પકડ્યો હોય તો પછી તેને પડી જવાનો ભય રહેતો નથી. તે કૃપાવંત થઇને સંદેહનો નાશ કરે અને દર્શન આપે તો કશી વાતનું દુઃખ રહેતું નથી. તો પણ તેની પ્રાપ્તી કરવાને માટે અત્યંત વ્યાકુળતાની જરૂર પડે છે. વ્યાકુળતા સહિત તેને માટે પોકાર કરતાં કરતાં અને સાધન ભજન વગેરે કરતાં કરતાં તેની કૃપા મળી જાય છે. માતા સંતાઇ ગઇ હોય અને બાળક માને ખોળવા માટે જ્યારે ખૂબ દોડાદોડ કરી મૂકે ત્યારેજ મા તેની આગળ આવીને ઉભી રહે છે.

માનું દર્શન થયા પછી જગતનું વિસ્મરણ થઇ જાય છે અને તે માના આનંદમાં એવું તો મગ્ન થઇ જવાય છે કે, ભકતને બીજો કોઇ ખ્યાલજ આવતો નથી.

## ૬ પ્રેમનો માર્ગ કોના માટે ?

ભાઇ ! ખેદ કરીશ નહિ અને ઘડીભર ખેદ થાય તો ખેદમાંજ આનંદ માનજે. **મરવામાંજ આનંદ માનવાનો જેનો સ્વભાવ થઇ ગયો તેનેજ માટે પ્રેમનો માર્ગ છે.** મરવામાંજ જીવન ભોગવી શકનાર માટેજ માઇ માર્ગ છે. સ્નેહની તો હજી શરૂઆત છે. જેમ જેમ સ્નેહ પર સહી શકાય તેવા નાના મ્હોટા ઘાવો પડશે તેમ તેમ તે મધુર અને છેવટે અભેદ્ય, અમોચ્ય ને

આખર થતો જશે. ચીનગારી ને પવનનો સંબંધ દુશ્મનનોયે ખરો. ચીનગારીનો મહાપ્રજ્વલિત અગ્ની પવનજ કરે છે. જેવી ચીનગારી અને જેવો પવન એ એનો સંયોગ એ માત્ર માઇકૃપા. કયો પ્રાણી બાજીગર થયો નથી! બાજીગર હોય ત્યાં સુધી કચાશ છે. સીતમગર પણ થાય.

બંધુ! વ્હાલ જતો રહેતો નથી. પણ કોઇવાર બહાર તો કોઇવાર અંદર. જે સમયે અંદર હોય તે સમયે વધારે જોરથી ભવિશ્યકાર્ય કરી રહ્યો હોય છે.

## ૭ બાને બોલાવ.

તું ખુબ રડ એટલે મ્હારી બોલાવી બા નહિ આવે તો તારી બોલાવીયે આવશે. હું એટલો કાચો "તુ બી બે દીલ બે રહમ હો ગઇ તો તેરા બી ભલા હો" કરીને હું બેસી રહું પણ મને પજવીશ તો વખતે હુંયે બે ઝાંઝીયાં કરીશ ને વખતે બાયે આવીને તનેજ ઉપાડી નહિ લે! પણ પહેલી તો તે ધમકાવશે કે "કેમ પજવું છું?" તેની તૈયારી કરી રાખ અને વઢે તો વઢે પણ મ્હારી બા તો આવી! એ બાલભાવ સદઢ કર. એટલે તાર માં ને ભાવ નથી એમ હું કહેતો નથી, એ તો એક પ્રણયની રીત છે. પ્રણય વધારવા ની વકનીતિ છે

## ૮ માઇપ્રેમીઓની મુંડી માઇ છે.

પત્ર મળ્યો અતિ આનંદ થયો. તેમાં દીલગીરી થવા જેવું હતું જ શું? 'હૃદયને ખેદ થયો' એ શબ્દજ શા માટે? કેમ ભૂલો છો? 'ભકિતનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને!' જેવી માઇ ઇચ્છા! જગત-દષ્ટિએ ગણાતાં

દુઃખોમાં જ ભકતોને આનંદ હોય છે. નરસિંહ મહેતાનો દાખલો નહિ પરંતુ અન્ય થોડા સમયનાંજ દષ્ટાંતો નથી કે, 'તેના નામપર સર્વસ્વ અર્પવાનો પણ સમય આવે છે.' મારા જીવનમાં કસોટી જેવું કાંઇ જ નથી. મને તો તેવી ઘડીઓ મહામૂલી લાગે છે.

માને મેળવનારો રિદ્ધિ મેળવી શકતો જ નથી. જેટલી પળો વિપત્તિની તેટલી જ તેને મન તો મહા સિદ્ધિની હોય છે. માઇની આટલી દયા આપણા પર છે કે, તે હજુ પેટ પુરતુ અનાજ આપે છે. નહિ તો ભલભલા ભકતોને તેના પણ વાંધા પડે છે!

બંધુ! લેશમાત્ર પણ દીલગીર ન થતાં મહા આનંદ માન. માઇની છાયામાં રહેનારાં હમેશાં મહામસ્તીમાં જ રહેવાં જોઇએ. બધી ચીંતા તેને છે. આ તો નજીવું કાર્ય! તેની આપણને શી ચીંતા!

માઇબંધુની મુંડી લક્ષ્મી નહિ પણ માઇ જ છે. અલબત્ત સંસાર વ્યવહારમાં લક્ષ્મી–મુંડીની જરૂર ખરી પરંતુ જેણે માઇ-મુંડી પકડી તેને પછી અન્યની ઓછી જરૂર રહે છે! કયે રસ્તે, કયા સ્વરૂપે ને કયારે આવી કાર્ય કરે છે તે જાણવાની શી જરૂર? હું આગ્રહપૂર્વક નહિ પણ પ્રાર્થનાપૂર્વક કહું છું કે, હૃદયમાંથી એ વિચારોને દૂર કરશો કે, "કાંઇ આપી ન શકયો."

## ૯ અશ્રુના પ્રકાર ને કારણ.

પત્ર મળ્યો. આપના પ્રશ્નો સત્ય છે. મને તેમાં સત્ય

વસ્તુ જણાવવામાં જરાયે વાંધો નથી. (૧) આવતાં અશ્રુ એ પ્રેમાનંદનાં હોય છે તેમજ માઇ વિરહનાં પણ હોય છે. બાળક માને મેળવવા માટે રડે છે, પરંતુ પાસે મા ઉભી હોવા છતાં જ્યારે તે બાળકને ન બોલાવે કે ન તેડે ત્યારે બાળક વધુ આક્રંદ કરી રૂદન કરે છે. આ પ્રકારના રૂદનનો અનુભવ મુખેથી કે લેખિનીદ્વારા વર્ણવી શકાતો નથી તે તો તેવી સ્થિતિમાં આવ્યા પછી જ સમજાશે. તમારે દાખલો જોવો હોય તો તમારા જ ઘરમાંના નાના ધાવણા બાળકની દશા તેની મા પાસે ઉભી હોય ત્યારે જો જો. બીજાં અશ્રુ પ્રેમાનંદનાં તે હર્ષાશ્રુ છે. જગતના સર્વ સુખો કરતાં માઇ–પ્રેમામૃતનું પાન કરવામાં જે સર્વ શ્રેષ્ઠ સુખ માને છે ને અનુભવે છે તેને તેવી પળો મળતાં મહા આનંદ થાય છે. પ્રથમ પ્રશ્ન માટે હૃદય ભરીને માઇને પોકારી જુઓ, બીજા પ્રશ્ન માટે પ્રેમનું સર્વસ્વ બળ અજમાવી જુઓ, પછી શું થાય છે તે આપોઆપ સમજાશે.

## ૧૦ માઇની ભકિત.

બંધુ ! તમે લખો છો તે પરથી સ્પષ્ટ સમજાય છે કે તમે માઇની ભકિત એક દૂઝણી ગાય સમજીને કરવા માગો છો. તમારી ભકિત કરતાં તો ગોવાળની ગૌસેવા સારી. તે બિચારો દૂઝણી ને વગર દૂઝણીને પણ પાળે છે. માઇ પૈસા આપે એ હેતુથી આજે જગતમાં ભકિત કરનારા અનેક છે. કેવી ભાવના! "સૌને સારાં રાખે ને રોટલો મળે એટલે બસ." તે આશાથી ભકિત કરવી તે તો બદલો લેવા જેવી

વાત થઇ. શું ? મા તે કાંઇ આપણી ગુલામડી છે, કે કહીએ તેમ કરે ! સાચી ભકિત તો ક્યારે કહેવાય કે જેને સાચી અને ખોટી ભકિતની તમા પણ નથી હોતી ! 'હું ભકિત કરૂં છું.' તેવો લેશ પણ હૃદયે વિચાર સરખો નથી હોતો. આજે આપેલો છોકરો ભલે કાલે મૃત્યુ પામે ! જીવ-નમાં એવી પળો પણ આવે કે ત્રણ ત્રણ દિવસના કડાકા થાય છતાં પણ હૃદયેથી માઇ ન વિસરાય ત્યારે જ તે દઢભકિત–સત્યભકિત ખરી. આપ કહેશો કે, આવી ભકિત કલિયુગમાં થવી મુશ્કેલ છે; પરંતુ તેમ ન માનશો. હજી પણ ભારતમાં તેવાં ભકિતમાન્ સ્ત્રી–પુરૂષો છે; પરંતુ તે કાંઇ શોધ્યાં જડતાં નથી. બંધુ ! ક્ષમા કરજો, મારો કહેવાનો આશય એમ પણ નથી કે, આપની ભકિત ખોટી છે; તેમજ હું પણ હજી તેવા પૂર્ણપદે પહોંચ્યો નથી કે; આપત્તિ સમયે માનસિક વ્યાધિથી ન પીડાઉં.

## ૧૧ મા લોહીનું એક બુંદ માગતી નથી.

હું કોઇનો ગુરૂજ નથી તેમ થવા પણ માગતો નથી, પછી ગુરૂની ભૂલો શિષ્યે બતાવવી' તે શબ્દો જ શા માટે મને લખવા જોઇએ ? માનવ ડગલે ને પગલે ભૂલો કરે છે તો પછી હું તો પાગલ છું. ગ્રંથમાળાનું પુસ્તક પ્રકટ કરવાનું કાર્તકને બદલે માગશર થયું તેમાં "માઇબંધુના બોલ" ફરે છે તે ભૂલ બતાવવાની તક તમે મેળવી તેને માટે આપને હું ધન્યવાદ આપું છું. આપજ મારા ગુરૂ છો. ગ્રંથમાળાનું શકિતવિજય પુસ્તક પોષમાં પ્રકટ થવાનું હતું તેની પ્રથમથીજ

જાઋખ. હતી. પરંતુ આપ જેવાના આગ્રહથીજ કાર્તક માસ જાહેર કરેલો. જેને સામાની સ્થિતિનો ખ્યાલ કરવાનો પણ વિચાર ન હોય તેવા માનવોને 'માઇબંધુના બોલ' શાથી ફરે છે તે તપાસવાની કયાં જરૂર હોય છે ?

આપ લખો છો કે, 'માઇના કાર્ય માટે શીર આપવાને તૈયાર છું.' પરંતુ તે શબ્દો 'ર.........ર'ના નહિ પરંતુ તેમાં રહેલ પેલા 'હું'ના છે. માઇ તો પરમ દયાળી છે. તેના કાર્ય માટે કોઇના લોહીનું એક બુંદે માગતી નથી, પરંતુ દઢ ભકિતભાવ માગે છે. તેની ભકિત આવેશભરી નહિ પરંતુ પ્રેમના રંગે રંગાયેલી હોવી જોઇએ. આપનામાં વસી રહેલો આવેશ ઉછળતા ગરમ લોહીનો છે. એક ત્રણ પૈસાના પોષ્ટખર્ચમાં જ્યાં મગજ ગરમ થઇ ગયું હતું ત્યાં પછી શીર આપવાની વાતજ કયાં રહી ? 'માઇ બંધુના ફરતા બોલ' કેશવના જીવન વ્યવહારમાં નહિ, પરંતુ મંદિરના વ્યવહારમાં તો માઇએ ફેરવાવ્યો છે.

કેશવને માઠું લાગતું જ નથી આપનાં કડવાં વચનો ને બદલે ગાળોથી પત્ર ભરેલો હશે તોયે તે હું સ્વીકારીશ.

"કટુ વચનો તમારાં તે અમારે મન તે મીઠાં,
સહન સંતોષથી કરશું માઇપ્રેમથી મીઠાં."

## ૧૨ ભૂત-પ્રેતનો વહેમ દૂર કરો.

બ્હેન ! આપનું મંતવ્ય ખોટું છે. પુરૂષો કરતાં સ્ત્રીહૃદય હંમેશાં પોચું રહે છે, તેમજ વ્હેમાળ પણ વિશેષ હોય છે. ભૂત-પ્રેત જેટલાં સ્ત્રીઓને અસર કરે છે તેટલાં પુરૂષોને

નથી કરી શકતાં. ખોટા વ્હેમથી પૈસાની બરબાદી કર્યા કરતાં જગદંબાનું શરણુ લો. તે તમારૂં દુઃખ દૂર કરશે. હું કોઇ ભૂવો કે જાગરીઓ નથી; કોઇ સારા બ્રાહ્મણદ્વારા ઘરમાં ચંડીપાઠ કરાવો એટલે બધું શાન્ત થઇ જશે.

## ૧૩ માઇનું શરણુ કેવા પ્રકારનું હોવું જોઇએ ?

જેણે માઇનું શરણુ લીધું છે તેને કશું કરવાપણું રહેતું જ નથી. એ શરણુ સાચા દીલનું તેમજ પુરેપુરું હોવું જોઇએ, નહિ તો પછી અમુક વખતે જાતે ડહાપણુ કરીએ ને પછી દુઃખદ પ્રસંગે માઇનું શરણુ જણાવીએ તેનું નામ સાચી શરણાંગતી ન કહેવાય. આપણા ઘરનોજ દાખલો લઇએ. ઘરમાં એક વડીલ બધોજ વ્યવહાર ચલાવી લે છે, તેમાં બીજાઓને કશી ચીંતા હોતી નથી. તેમને તો ખાવું પીવું ને આનંદ કરવાનીજ વાત હોય છે. વડીલ બધી સંભાળ લે છે; પરંતુ નાનાં વચ્ચે પડે ત્યારે વડીલને કેટલું માઠું લાગે છે તેનો વિચાર કરો. તેમ જ નાનાં, વડીલની વિરૂદ્ધ જઇને ઉંધુ છતું કરી મૂકે છે, તેમ પણુ થવું ન જોઇએ. ટૂંકમાં કુટુંબના એક વડીલ પર જેટલો વિશ્વાસ તમારા ભલા માટેનો રાખો છો તેટલો માઇ પર રાખતાં શીખો.

માઇનો માર્ગ શરણાગતિના પર ખાસ આધાર રાખે છે તેની સાથે સાથે ચારિત્ર્ય, પ્રેમ ને ભકિત રહે છે. માઇ-બંધુને માઈબ્હેનની જ ભાવના સાચી હોવી જોઇએ. ખાંડાની ધારપર રહીનેજ કામ કરવાનું છે. એક બાજુ માઇ–શરણા-ગતિ સ્વીકારો ને બીજી બાજુ પ્રેમના નામે ચારિત્ર્યભ્રષ્ટ બનો તેમાં પરિણામ છેવટે શૂન્યજ હોય.

## ૧૪ સંસારમાં કેવી રીતે રહેવું જોઈએ?

આપનું સ્વપ્ન બરાબર છે; પરંતુ તેમાં સંસારની આસક્તિ આપને વધુ આકર્ષે છે. સંસારનો ત્યાગ કરવાનો નથી, તેમજ તેના પ્રત્યે વધુ આસક્તિ પણ રાખવાની નથી. જેમ ગોળને વાસણમાં લેવા માટે પ્રથમ તેલ ચોપડવું પડે છે તેનું કારણ ગોળ વાસણને ચોટે નહિ, વાસણ ખરાબ ન થાય તેમજ તેટલો ગોળ પણ કમજરે ન જાય. આવી જ રીતે માનવ-જન્મ રૂપી વાસણમાં સંસારનો ગોળ ન ચોટે તેટલા માટે ભક્તિ રૂપી તેલ લગાવવાની જરૂર છે. ચિત્ત મા સાથે જ જોડીને તેને હૃદયમાં સ્થાન આપો. એટલે તમારો વ્યવહાર સીધો ચાલશે. સ્વપ્નમાં હોડીની ગતી નથી તે મનની નિર્બળતા છે. પુસ્તક સાચવી રાખવાનું સૂચવ્યુ તેનું કારણ જ્યાંસુધી મા—રટણ શ્વાસોચ્છવાસદ્વારા ન થતું હોય ત્યાંસુધી પુસ્તકની જરૂરીઆત છે. જેનો પાઠ કરવાથી ચિત્તવૃત્તિ સ્થિર થશે એટલે તે પ્રથમ પગથીઆ માટે છે. ધ્યાનસ્થ થનારાને માળાની જરૂર પડતી નથી પરન્તુ પગલાં માંડનારને જરૂર છે તેમ તમારા માટે પુસ્તક સૂચવ્યું.

પનાઇ સામે પૂરજ જાય છે તે સારી છે. તે બંધ હતી તેનું કારણ હજુ તમારૂં હૃદયકમળ પૂર્ણ સ્વચ્છ નથી બન્યું ત્યાંસુધી તે પનાઇ બંધ જ હોય. રખેને સંસારી પવન લાગી જાય! જ્યાં સંસાર પ્રત્યે આસક્તિ હોય પછી તેમાં વિરૂદ્ધ પવન ભરાતાં સામે પૂરે શી રીતે જઇ શકે? પનાઇ ધીમે ચાલે છે તેને માટે ડંડાની સૂચના તે વધુ પ્રયત્નોની જરૂર જણાવે છે.

સંસાર ઉંડી ખાઇ છે જો આસક્તિ ન હોય તો તે ખાઇમાં પડી જવાનો ભય લાગતો નથી. હોડી પૂર્વમાં ગઇ તે સારી છે, દક્ષિણમાં ગઇ હોત તો તમે તમારા માર્ગમાં ફતેહમંદ ન નીવડત. રવીવારનું મંગળસૂચક સ્વપ્ન આવ્યા બાદ સોમવારે ભયસૂચક આવ્યું તે સ્પષ્ટ દર્શાવે છે કે, 'હજી ચેત ને કાંઇ કરી લે, નહિ તો પછી તારા માટે ચોરાશીની ફેરી કાયમની છે.''

### ૧૫ મા બાળકની યોગ્યતા પ્રમાણે આપે છે.

મા તો તેના બાળકોને માટે પોતાની ઇચ્છા મુજબ નહિ પરંતુ બાળકોની ઇચ્છા મુજબ પણ કામ કરવા તૈયાર થાય છે. સંસારનો જ દાખલો લો. બાળકને રમકડું જોઇતું હોય ને માતા ન લઇ આપે તો બાળક હઠ કરી રડે છે. છેવટે હદથી જાદે જાય છે એટલે માતાને છૂટકો નથી જ થતો. તે રહ્યો હઠાગ્રહ.

હઠાગ્રહ, પૂર્ણ બાલ્યભાવ અગર તો પૂર્ણ સાધક બન્યા શિવાય કામમાં નથી આવતો. બીજી દૃષ્ટિએ મા જ દરેક વસ્તુ બાળકને તેની યોગ્યતા પ્રમાણે આપે છે. મા સમજે છે કે, નાના કીકાને નાનું રમકડું, વચલાને પુલકો ને મોટાને ખાસુ મગનું ભારે વાજુ કામમાં આવશે ને તેને આનંદ થશે તેથી તે પ્રમાણે અપાવે છે. નાનાને વાજુ અપાવ્યું હોય તો ખેંચી ખેંચીને તોડી નાખે ને તેને કામમાં ન આવે. જ્યારે મોટાને નાનું રમકડું અપાવ્યું હોય તો તે તેને ગમે જ નહિ. દશ વર્ષનો બાળક નાની પુતળી ઓછો રમવાનો હતો!

એટલે, તેને માટે તે નિરર્થક. આજ પ્રમાણે મા સૌ ભકત-બાલની ભકિત પ્રમાણે પ્રથમથી આપ્યા કરે છે તે એકદમ કાંઇ વાજુ અપાવી નથી દેતી! પ્રથમ રમકડું રમતાં શીખો, પછી રબ્બરનો ફુલકો સાચવી શકો તો જ એ ચાર રૂપીઆનું વાજું અપાવે. આ રહસ્ય ઘણું ગૂઢ નથી, સાદી ને સરળ વાત પરથી આપણે આપણી કેવી લાયકાત ને કેટલા આગળ વધ્યા છીએ તેમજ કેટલું મેળવી શકીએ તેમ છીએ તે સ્પષ્ટ સમજાય છે. રમકડાને લાયક હોઇએ ને પછી વાજાનો હઠાગ્રહ કરીએ તો પછી મા એક પાંગડું પકડીને મારતી ટીપતી ઘેરજ લઇ જાય કે બીજું કંઇ? એટલે ન મળે વાજુ ને ન મળે રમકડું!

## ૧૬ કલકત્તાની કાલીએ થતો વધ.

કાલીએ થતા વધ માટે આપ કાઠીઆવાડના હોવાથી ઘૃણા થાય. કલકત્તાના વતનીઓને ઓછી થવાની! જે દેહને તે દેવને' આ પ્રથા પ્રમાણે તેમજ વામમાર્ગને લીધે તે કાલીને હજારો બલિદાનો અપાય છે. આમાં મૂઢાત્માઓનો કેવળ જીહવાસ્વાદ જ છે. જે મા પાલનકર્તા છે તે વળી મુંગા પ્રાણીઓની કત્લ ઇચ્છે ખરી? માને ભોગ ગમતો નથી તો તે બંધ કેમ ન કરાવે તેમ તમે લખો છો તો તેનો પ્રત્યુત્તર એ કે આજે જગતમાં વધી રહેલો અનાચાર, અત્યાચાર માને કયાં ગમે છે? છતાં તેનું પ્રમાણ વધતું જાય છે તેમાં મા શું કરે? રામકૃષ્ણદેવ જેવા કોઇ મહાપુરૂષ હાલ નથી એટલે તે કલકત્તામાં મા પોતાનો અવાજ કોને સંભળાવે? બંધુ!

શાંત રહેજે ને રોજ દર્શન કરવા જાય છે ત્યારે તે સંબંધમાં મા–કાલીને પ્રાર્થના કરજે તનેજ જવાબ મળશે ને તારૂં હૃદય શાંત થશે. વિશેષ માટે કાલીતત્ત્વને લેખ ધ્યાન-પૂર્વક વાંચજે.

### ૧૭ માના બાળક બનો પણ મા ન બનો.

તમે નિષ્ફળ ગયા તે જાણ્યું. માની પ્રાર્થનામાં એજંટની જરૂર નથી. જે જેટલું જાતે કર્યું તેટલું ખરૂં. બાકી પોતાની જાતને પરમેશ્વર માનીને બેસી જવાનું આપણા હિંદુઓને સારૂં આવડે છે. પોતાનીજ આરતીઓ કરાવવી, પોતેજ બ્રહ્માનંદ, પોતેજ ઇશ્વર થઇ બેસે છે, બાકી કાર્ય કરવાની શકિતને કોઇ તરસાળો કાઢવા બેસે તો એક તણખલું તોડીને બે કકડા કરવાનીયે શકિત નથી હોતી ! લોકોની અંધશ્રદ્ધા પર અને સુંઠના ગાંગડા પર તાગડધીન્ના કરવાની કળા અને સગવડતા આપણા હિંદુ–સમાજ જેવી બીજે કાંઇએ નથી. માટે ચેતતા રહેજો.

### ૧૮ પ્રાલબ્ધનું દેહ પાસેનું લેણું.

આપનો પ્રશ્ન વિચીત્ર છે, દેહધારીઓને પ્રાલબ્ધ અનુસાર સર્વ ભોગવવું પડે છે. દેવોને પણ તે છોડતું નથી તો પછી મારા જેવા પામર માનવને તો કયાંથી છોડે? છતાં આપને મારી માંદગી સંબંધનો એક અર્થ સમજાવું છું. જેમ આપણું દેવું લ્હેણું આપણે જલદી પતાવવા તૈયાર થઇએ છીએ તેમ પ્રાલબ્ધનું દેહ પાસેનું માગતું–લ્હેણું (સુખ–દુઃખ) તે જલદી પતાવવા માગે છે. ને તે પ્રમાણે આપણે તેની ઇચ્છાને

આધીન થઈ જેટલું જલદી વાળીએ તેટલું તેમાં આપણું વધારે કલ્યાણ રહેલું છે, તેથી આગળનો માર્ગ તેટલો વધારે ખુલ્લો થાય છે. આ સંબંધમાં શાંતચિત્તે પૂર્ણ વિચાર કરશો તોજ તે સમજી શકાશે.

## ૧૯ પ્રેમનો રાહ બદલો.

આપ આપના પત્રમાં પત્ની અને સંતાનોને સંસારનાં 'લફરાં' તરીકે જણાવો છો, પરંતુ તેમને તેવાં ન સમજવાં. આપણે તો માઈએ આપેલા સંસારમાં આનંદથી રહેવાનું છે. સંસારને પોતાનો ન માનો, તે તો માઈએ સોંપેલો છે એટલે માઈનો જ સમજો. તેના પ્રત્યે તિરસ્કાર ન થવો જોઈએ તેમજ પોતાનો માનીને છાણનાં કીડાની માફક આશકત પણ ન રહેવું જોઈએ.

જ્યારે આપણાં જ બાળકોને આપણે વિટંમણારૂપ ગણીશું ત્યારપછી આપણે માઈની ભકિત, માઈ પ્રત્યેનો પ્રેમ કેવી રીતે કેળવી શકીશું? જ્યાં આપણામાં પ્રેમ-ઝરો સૂકાઈ ગયેલો હોય ત્યાં માઈ પ્રત્યે પ્રેમ કેવી રીતે કરી શકીશું? અગર તો માઈનો પ્રેમ કેવી રીતે મેળવી શકીશું? માઈ-માર્ગીઓનો મોટો સિદ્ધાન્ત પ્રેમનો જ છે. સંસારનો પ્રેમ તેજ પ્રેમ માઈને મેળવવામાં એક રાહરૂપે થઈ પડશે. આજે જેઓ સંસારિક પ્રેમને આદર્શ પ્રેમરૂપે નહિ જોતાં એક મોહ–આશકિતરૂપે નિહાળે છે તેઓજ પત્ની અને સંતાનોને લફરાંરૂપે માને છે ને ભવિષ્યમાં કડવાં ફળ મેળવે છે.

## ૨૦ માઈ ભકિતના ભેદ.

તમારો પત્ર તો કેવળ અભિમાનથી ભરેલો લાગ્યો.

ભલે આપ સમજતા હો કે હુંજ મા'નો લાડીલો ભકત છું;' પરંતુ તે ભૂલ ભરેલું છે. એક મનુષ્ય અને બીજા મનુષ્ય વચ્ચે પ્રગતિનો એટલો બધો ફરક હોય છે કે જો તે માપવાનું યંત્ર હોય તો ૮૪ લાખ ભેદ દેખાડી શકાય. એક અભિમાની ખાતર નહિ પરંતુ સમજવાની દૃષ્ટિએ જયારે જોવા માંડીયે છીએ ત્યારે સાચો પર્વત અને ચોમાસામાં છોકરાં રમતે રમતે ધૂળનો પર્વત કે દહેરું બનાવે છે તેના જેટલો ફરક દેખાય છે. એક સાધારણ સરળ નિર્દોષ જીવન ગાળનાર આગળ અનેક ઇચ્છાઓથી ભરપુર સાધારણ મનુષ્ય તે કંઇજ નથી. જે માઇના માર્ગે લાગ્યો છે અને સરળ છે એવા મનુષ્ય આગળ સરળ મનુષ્ય પાછો ધૂળની દહેરી જેવોજ છે. માઇને માર્ગે લાગેલો, સરળ અને પાછો જ્ઞાની હોય ત્યાં આગળ પાછો પેલો મનુષ્ય કાંઇ નથી. માઈપ્રેમી, જ્ઞાની અને અનુભવી આગળ પાછો પેલો કાંઈજ નથી, તેથી વધારે પાછું જેનામાં વિશાળ દૃષ્ટિ છે ત્યાં આગળ પેલો પાછળ છે. આટલી યોગ્યતા ઉપરાંત પણ જેના પર માઈની કૃપા થઇ છે તે જણાવેલ બધાથી આગળ છે. માઇની કૃપા થઇ અને જેને માઇએ પોતાના કામમાં લેવા માંડયો એ તેનાથી આગળ, વળી જેણે સેવા કરી અને તેમાંથી તેને નિવૃત્ત કરવામાં આવે તે તેનાથી આગળ આ પ્રમાણે એક કરતાં એક એમ આગળ વધેલા હોય છે, છતાંએ અંધાપો એટલો છે કે સંસારના સાધારણ માણસોને એક સારા માણસમાં કશું દેખાય નહિ. સારા માણસને ભકતમાં કશું દેખાય નહિ, સંતને યોગીમાં કશું દેખાય નહિ,

યોગીને કોઇ મોટા મહાત્મામાં કશું દેખાય નહિ. આ પ્રમાણે જગતનું અંધારૂં ચાલ્યા કરે છે પછી તેમાં આપનો શો દોષ ?

## ૨૧ સાધન અને તેના પ્રકાર.

આપ સાધન વિષે પૂછાવો છો પરંતુ તે વિષય ગહન છે. હું તેમાં એટલો બધો ઉંડો ઉતરેલો નથી, તેમજ તેની સમજુત કાંઇ ગુરૂ વિના થઇ શકતી નથી. માટે તે વિષયમાં યોગ્ય હોય તેવા ગુરુ પાસે દીક્ષા લેવાની આપને ભલામણ કરૂં છું. આપ કયા પ્રકારનું સાધન કરવા માગો છો તે આપનો અનુભવ જાણ્યા સિવાય પણ શી રીતે જણાવી શકાય ? બાકી સાધનના મુખ્ય ત્રણ પ્રકાર છે. સાત્વિક, રાજસિક અને તામસિક, સાત્વિક સાધન કરનાર ભક્ત 'મા'ને અંતઃકરણની વ્યાકુળતા સહિત બોલાવે છે અને તેના પવિત્ર નામનો જપ કરે છે. તેઓ કોઇપણ પ્રકારની આકાંક્ષા રાખતા નથી. રાજસિક સાધનમાં નાના પ્રકારની ક્રિયાઓનો સમાવેશ થાય છે. જેમકે આટલા લાખ મંત્ર જપ થવો જોઇએ, આટલી વાર પુરશ્ચરણ થવું જોઇએ, આટલું બ્રહ્મભોજન કરાવવું જોઈએ, અમુક તીર્થોમાં જવું જોઇએ, પંચધૂણી તપવી જોઇએ. તામસિક સાધનમાં તમોગુણનું પ્રાધાન્ય હોય છે. "જય કાલી ! કેમ ! તું મને દર્શન નહિ દે ? જો આજ મને દર્શન નહિ આપે તો ગળામાં છરી ઘોંચીને મરી જઇશ !" એવી હઠ અને જોર કરીને સાધન કરવામાં આવે છે. તામસિક સાધનમાં તો શુદ્ધ–અશુદ્ધનો વિચાર પણ રહેતો નથી, જેમ તાંત્રિક સાધનોમાં નથી હોતો

તેમ. આપ જો પૂર્ણ ઇચ્છા ધરાવતા હો તો સાત્વિક પ્રકારનું જ સાધન કરજો.

## ૨૨ હૃદયના પલટા વિના મા મળતી નથી.

આપ બે વર્ષે ફરી જાગ્યા તે જાણી આશ્ચર્ય થયું. શું આટલા સમયમાં આપ કશું ન કરી શકયા ? તમે શું શું અનુભવ્યું કે ફરી પાછા નિરાશા દર્શાવતા પત્ર લખો છો ? માઇનો સાક્ષાત્કાર પ્રયત્ન વિના કદાપિ ન થઇ શકે ! મારી પાસે કે પૂ. શ્રી માર્કંડભાઇ પાસે કોઇ એવો મંત્ર નથી કે તમોને તમારા સહજ પણ સાધન વિના, હૃદયના પલટા વિના આપને માઇનો સાક્ષાત્કાર કરાવી શકીએ. જે કરવાનું છે તે તમારે કરવાનું છે. હજુ પણ વાત બગડી નથી. બબ્બે વર્ષના ગાળામાં તમને જે જે દુ:ખ પડયું છે તેનો વિચાર કરો. જો પ્રથમથી માઇના શરણે ગયા હોત તો કાંઇક આગળ વધી શકયા હોત, હજુ પણ કશું ન થઇ શકે તો મન પર ચીઢ ચઢાવીને પાંચ સાત લાખ 'માઇ' નામ લખી નાખો તેમાંથી જ તમને માર્ગ મળશે ને તુરત જ માઇકૃપા થશે. યાદ રાખજો કે હરામનું કંઇ પણ મળે એમ નથી. તેવી લાલચમાં ફસનારા લોભીયાઓને છુમંતરવાળા ધૂતારા ગુરૂ ધણા મળે છે !

## ૨૩ ડાકટર જેટલો મા પર વિશ્વાસ રાખો

આપ માઇના સાક્ષાત્કાર સંબંધમાં પૂછો છો તે વિષયમાં પત્રદ્વારા કાંઇ પણ ન જણાવી શકાય. મારો સિદ્ધાન્ત જગતને માઇના ચમત્કારથી આંજી નાખી મારી પાછળ

ફેરવવાનો નથી. આપ આપનું કલ્યાણ આપના જ હાથે સાધી શકો તે બાબતનો હું તો માત્ર એક માર્ગદર્શક છું. જેમ માંદગીમાંથી સાજા થવાને માટે ડોકટર પર તથા તેણે આપેલી દવાપર વિશ્વાસ રાખી તમારૂં જીવન તેના હાથમાં સોંપો છો તેટલોજ વિશ્વાસ બતાવેલ માર્ગપર રાખો ને તમારૂં જીવન માઈને સોંપી દો પછી જુઓ કે શું થાય છે?

## ૨૪ મા ભકતને કેવી રીતે શિક્ષણ આપે છે?

ભકતને માથે દુઃખ છે એ જોઈ જગત જુદો જ વિચાર કરે છે, પરંતુ ભકત તો તેને માની એક લીલાજ માને છે. માણસને જ્યારે મા સર્વ શિક્ષણ આપવા માગે છે ત્યારે તેને સાધનોવાળી શાળામાં નહિ પણ તંગીની પાઠશાળામાં મોકલે છે. શું આપણે નરસિંહ મહેતા ને વલ્લભ ભટ્ટ જેવા ગૃહસ્થાશ્રમી મહાત્માઓનું અનુકરણ કરી તેમના જેવા કોમળ, ઉદાર, સ્વાર્થત્યાગી, સંયમી અને પ્રમાણિક થવા માગીએ છીએ? જો તેમ હોય તો આપણાં ગજવાં તળિયાઝટક ખાલી છતાં પણ આપણને એ મહાન શુભેચ્છારૂપે બહુ પવિત્ર મહાધન મળેલું છે તેમ સમજવું જોઈએ?

## ૨૫ સર્વ કોઈ ખાલી હાથે જ ઉપડી જાય છે.

આપનો દોષ નથી. આજે જગતમાં અસંખ્ય મનુષ્યો આ જીવનરૂપી મધપૂડામાંથી મધમાખીઓના ડંખના ફળ ખાધા વિનાજ મધ મેળવવા મથી મુઆ છે, પણ તેમાં સફળ થયા નથી, કોઈ ધનમાં સુખ શોધી રહ્યું છે, તો કોઈ પ્રેમમાં સુખ શોધી રહ્યું છે, તો કોઈ કીર્તિમાં સુખ શોધી

રહ્યું છે. પરંતુ તેઓ નિહાળતા નથી કે છેવટે તો તેમાં વિનાશ, અપમાન ને તિરસ્કારની જ પ્રાપ્તિ છે. સર્વ કોઇ ખાલી હાથે જ ઉપડી જાય છે.

## ૨૬ સાચી શાંતિ કયારે મળશે ?

શું તમે લખ્યા પ્રમાણે સાચી શાન્તિને શોધો છો? જો તેમજ હોય તો જગત પ્રત્યેનાં બધાં લક્ષ્યોને દૂર કરી સ્વસ્થ ચિત્તે માની આરાધનામાં બેસો. તમારૂં હૃદય પવિત્ર હશે તો મા તેમાં અવાજ કરશે ને તમને જે આનંદ, શાંતિ મળશે તે કોઇ અવર્ણનિયજ મળશે. તેમાં કેવળ અભ્યાસનીજ જરૂર છે. જ્યારે જ્યારે વ્યગ્રતા થતી હોય ત્યારે ત્યારે માનું ચિંતન કરો. તેજ તમોને શાંતિ આપશે.

## ૨૭ માને કલુષિત વાતાવરણ ગમતું નથી.

ઉપવાસ એ હઠાગ્રહ છે. માની લીલાને ફેરવવાને માટે ઉપવાસ આદરવા તે ઠીક નથી. જે મા દેવોને માટે અભય-પ્રદાન કરનારી સૌમ્યરૂપા દેખાય છે તેજ મા દાનવો માટે સંહારીણી રૌદ્રરૂપા દેખાય છે. આટલુંયે શું તમે નથી સમજી શકતા? ઉપવાસથી ઉલટો માને કલેશ ને હેરાનગતિ થાય છે. મા તો આનંદમયી છે. તેને કલુષિત વાતાવરણ સ્હેજે ગમતું નથી. શ્રી ગાંધીજી જેવા ગૃહસ્થાશ્રમી મહાત્માઓને પણ છેવટે ઉપવાસ છોડવા પડે છે તો પછી તમારી શી ગુંજાશ? એકવાર તેવા મહાપુરૂષોના જેવો ત્યાગ કેળવો પછી આપને આપોઆપજ સમજાશે કે માની લીલાને ફેરવવાની તમારી શી તાકાત છે?

## ૨૮ માના ભક્તો સાકર જેવા છે.

માના ભક્તો જગતમાં એક સાકર જેવી જાતના છે. જેમ સાકર ગળી હોવાથી સર્વ કોઇ તેને ખાવાજ ધારે છે, તેમ ભક્તની તેવીજ દશા હોય છે. સંસારના સ્વાર્થીજનો ભક્તદ્વારા પોતાનાં અનેક કાર્યો કરાવવાની ઇચ્છા રાખે છે. માંદાને સાજું, નિર્ધનને ધનવાન, વાંઝીયાને સંતાન આવી આવી અનેક તૃષ્ણાઓ જગતમાં ભક્તદ્વારા પૂર્ણ કરવા સૌ કોઇ ઇચ્છે છે. આવા આવા પ્રસંગોએ શરૂઆતમાં તો ભક્તને દયા આવવાથી સર્વને માટે મા પાસે પ્રાર્થના કરે છે, માથાં પછાડે છે; પરંતુ છેવટે તેને પોતાને તદ્દન સાકરની પેઠે જગત ગળી જવા માગે છે ત્યારે તેને ભાન થાય છે ને પછી પોતે માને પ્રાર્થના કરે છે કે, "હે મા! જ્યારે જગત મને ગળવાની ઇચ્છા રાખે છે તેના કરતાં તો તુંજ હવે મને ગળી જા. જેથી મારે તને પણ દુઃખી ન કરવી પડે." ભક્તની આ પ્રાર્થના મા છેવટે સાંભળે છે ને ભક્ત માના ઉદરમાં સમાઇ જાય છે. આ રહસ્ય ઘણું ગૂઢ છે. તમોને સમજણ પડશે જ.

## ૨૯ માનાં દર્શન કોણ કરી શકે છે?

મા સર્વત્ર છે, પરંતુ જેની તેનાં દર્શન કરવાની દ્દષ્ટિ હોય તેજ તેનાં સર્વત્ર દર્શન કરી શકે છે; બાકી આપના માટે હાલ તો તે અશક્ય છે. જેમ ગાયમાં દૂધ છે, પરંતુ તે તો આંચળ દ્વારાજ દોહી શકાય છે, તેમ માનાં દર્શન કરવામાં ને તેને ભોગવવામાં આંચળની માફક ભક્તિ રહેલ છે. પ્રથમ હૃદયમાં દર્શન કરતાં શીખો.

મા દૂર નથી પાસેજ છે. તમારા પવિત્ર હૃદયમાંજ બીરા-જેલી છે. શાંતચિત્તે ભકિતના બળે તેને જોઇ શકો છો ને મેળવી શકો છો. જેમ બાળકની પાચનશકિત પ્રમાણે તેની જનની તેને ખોરાક આપે છે તેમ ભગવતી માઇનાં દર્શન માટે ભકતની પાચનશકિતના પર આધાર રહે છે. જુઓને બાળક ધાવતું હોય છે ત્યારે તો તેની જનની પણ ભારે ખોરાક ખાઇ શકતી નથી! આજ પ્રમાણે માઇદર્શન માટે રહેલ છે. તમારી તૈયારી ન હોવાથી માઇને પોતાની ઇચ્છા દાબી રાખવી પડે છે.

## ૩૦ આત્મિક સંબંધ ને દૈહિક સંબંધ

માઇબંધુશ્રી...માટે માઇ પ્રાર્થના કરવી તેજ ઉત્તમ છે. મરણપથારીએ પડેલ માઇબંધુના દેહ સાથેનો સંબંધ સંસારીક સંબધ છે તેમ માની અશ્રુ સારતાં મનને નિર્બળ ન બનાવવુ. આપણે તો તેના આત્મા સાથે પણ સંબધ છે. મમતાના કારણેજ દુઃખ-સુખ લાગે છે તે જાણવા છતાંએ તેને ત્યાગી શકતા નથી તેનુ નામ માની માયા. માઇ સંબંધમાંથી સંસારીક સંબંધની કંઇક અંશે છાયા પડી છે તેથીજ તમોને દુઃખ થાય છે. અત્યારે તો મનને દૃઢ કરી માઇ નામસ્મરણ કરવુ જોઇએ કે જેથી તે આત્માને હાલ અને પછીથી પણ શાંતિ મળી શકે.

## ૩૧ માઇમાં ચિત્ત કયારે ચોંટે ?

આપનું ચિત્ત માઇ ધ્યાનમાં નથી ચોંટતું તેનું કારણ તમારા મનની નિર્બળતા નહિ પરંતુ મલિનતા છે. જેનું મન મલિન છે તેનું તો પતન જ છે. જ્યાં મન શુદ્ધ નથી ત્યાં

કર્મ ક્યાંથી શુદ્ધ હોય? આટલામાં જ આપ સમજી જશો. ખેતરમાં અનાજ વાવવા માટે પ્રથમ તેને ખેડવું પડે છે, તેમ તમારા મલિન મનને પ્રથમ શુદ્ધ કરવું જોઈએ. તેને શુદ્ધ કરવા માટે પશ્ચાત્તાપનો અગ્નિ સળગાવો ને તેમાંથી મનને પસાર કરો, પછી તેને એકાગ્ર બનાવવા માટે પ્રથમ તેને શોકરહિત તથા આનંદથી ભરપૂર રાખો. પ્રેમ, દયાભાવ વગેરે સાત્વિક ભાવોથકી કટુતા જતી રહેશે ને ચંચળ મન આનંદિત બની એકાગ્ર થશે. એકાગ્રતા પામતાં માઈમાં ચિત્ત ચોંટશે.

### ૩૨ ઋણમાંથી મુકત કયારે થઈ શકો?

તમારી માન્યતા ખોટી છે. માનવને માથે માઈઋણની માફક માતૃ-પિતૃઋણ તથા સ્ત્રીઋણ રહેલ છે. સાધારણ ભકિત કરતાં શીખ્યા એટલે કાંઈ તે ઋણમાંથી તમે મુકત થઈ ગયા તેમ માની સ્ત્રીનો ત્યાગ ન કરી શકો! જ્યારે તમોને પ્રેમોન્માદ થાય એટલે કે એવી અવસ્થા થાય કે જગતનું લેશ માત્ર પણ ભાન ન રહે, તમારા શરીરનું તમોને વિસ્મરણ થઈ જાય, આવેશમય અવસ્થામાં તમો વારંવાર જમીનપર પડી જાઓ કે આળોટો, તમોને ભૂખ, તરસ, નિદ્રા એનું કંઈ ભાન ન રહે ટૂંકમાં મા પ્રત્યેનો તમારામાં એવો પ્રબળ પ્રેમ ઉત્પન્ન થાય કે તમે તદ્દન ગાંડા જેવા બની જાવ ત્યારે તમે પ્રત્યેક ઋણમાંથી મુકત થઈ શકો છો. ત્યાગનો ખરો અર્થ સમજો ને પછી આગળ પગલું ભરો.

### ૩૩ બાળક માને શોધે કે મા બાળકને શોધે ?

આપને માના મૂળ સ્વરૂપ કરતાં માના દેહધારી સ્વરૂપ પર

વધુ વિશ્વાસ, વધુ પ્રીતિ–ભક્તિ છે. દેહધારી સ્વરૂપ પરનું તે બધું શરૂઆતમાં જેમને પગ માંડવાનો છે તેને માટે છે, પછી-નાના માટે નથી. જેમ નાનાં બાળકો ઢીંગલા ઢીંગલીની રમત રમે છે, પરંતુ ઉંમરલાયક થતાં તે રમતાં નથી તેવું તે છે.

દેહધારી સ્વરૂપમાં મા જ્યારે અમુક સમય જ રહે છે તેમજ તે દેહ પણ નાશવંત છે. તેના કરતાં તમે જે નિત્યા છે તેને ઓછી મહત્તાનું રૂપ આપો છે. આમાં કેવળ આપના માનસનો દોષ નથી પરંતુ તેવી માન્યતા ધરાવતાં માનસો આજે જગતમાં અનેકનાં જોવામાં આવે છે. અમુક માણસો તો અમુક મહારાજ કથા કરવાના હોય તોજ કથા સાંભળવા જાય, વળી કેટલાંક એવાં પણ છે કે અમુક સ્થળે દર્શન કરવા જવું અને અન્ય સ્થળે ન જવું તેવાં પણ છે. આવાં વિરોધી માનસથી જ આજે જ્યાં ત્યાં ધર્મના નામે ઝેરવેર રેડાઇ રહ્યું છે. સંસારીક માનવોજ આવાં માનસવાળાં હોય છે તેમ નથી, પરંતુ મોટા મોટા મહંતો ને સંત સાધુઓમાં પણ તેવાં માનસ મારા જોવામાં આવ્યાં છે.

મારા આ પત્રના લખાણનો અર્થ આપ અવળો તો નહિજ કરો, છતાંયે લખું છું કે, આપ એમ ન સમજતા કે મને તે પૂ...બ્હેન પ્રત્યે પૂજ્યભાવ નથી. અગર તો તેમને આમંત્રવા હું તૈયાર નથી. ઘણી માઇભગિનીઓ અને માતાઓ મારા સંસર્ગમાં આવી છે. તેમાં પૂ...બ્હેન માટે મારા હૃદયમાં વિશેષ પૂજ્યસ્થાન તો છેજ; પરંતુ એટલા માટેજ કે તેમના દેહમાં 'મા' પધારે છે, તેમજ બીજું ત્યાં કંઇક

વધુ મેં અનુભવ્યું છે આજેય તે સમય, તે ઘડી અને તે પલ યાદ આવતાં મારા આત્માને આનંદ થાય છે, પરંતુ મૂળ માઇના દર્શનથી તો તે હેઠજ ગણાય.

આપણો સંબંધ દેહધારી પૂ...બ્હેન સાથે નથી પરંતુ તેમના આત્મા સાથે છે. તે આત્મા માઇ સ્વરૂપ હોવાથી અદૃશ્ય રીતે દરેક સ્થળે હાજર જ છે.

બીજી દૃષ્ટિએ માને બોલાવવા બાળકનો આગ્રહ જરૂર જોઇએ, પરંતુ જ્યાં માનું જ કાર્ય હોય ત્યાં તો માને આવીને બાળકને સમજ પાડવાની હોય ને ઉલટું બાળકને શોધવાનો તેને હોય! આપણા વ્યવહારમાં નિહાળો–માજ આપણને કહે છે કે, અલા! તું કયાં સુધી વાતો કર્યા કરીશ? જમવાનો વખત થયો છે તેનું ભાન નથી? તારે હજી બજારે જવાનું છે, ફલાણું કામ છે ને તું તો વાતોએ જ ચઢયો છે!" આ પ્રમાણે આપણા કાર્યની સ્મૃતિ આપણને મા આપે છે, તો પછી યજ્ઞ પ્રસંગે **શું બાળક માને** આગ્રહ કરે કે મા, કામ બતાવવા–સમજ પાડવા, બાળક ન ગભરાય તેટલા માટે દોડતી દોડતી આવે!

## ૩૪ ગૃહસ્થાશ્રમ અને તેનો ધર્મ.

ગૃહસ્થાશ્રમ કોને કહેવો અને તેનો ધર્મ શું? આપના આ પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે આજના યુગમાં ગૃહસ્થાશ્રમનું બંધારણ કંઇ રહ્યું નથી. પચીસ વર્ષ પછી માનવ વિવાહીત બને ને ગૃહસ્થાશ્રમ માંડે, પરંતુ સમય પ્રમાણે માનવનાં આયુષ્ય ઓછાં થયાં ને ગૃહસ્થાશ્રમી

નિયમો પાળી ન શકાયા. આજે પાળનારા છે પરંતુ ઘણા ઓછા. ગૃહસ્થાશ્રમ, પતી–પત્ની, માતા–પિતા, સંતાન ઈત્યાદિ સાથે સંબંધ ધરાવે છે. માઈએ આપેલો સંસાર માઈનો જ છે તેમ માની સર્વનું ભરણપોષણ તથા માતાપિતાની સેવા–ચાકરી કરવી, તેટલોજ અર્થ ગૃહસ્થાશ્રમના ધર્મમાં સમાતો નથી; પરંતુ સાથે સાથે અતિથીસત્કાર પર ખાસ ભાર મૂકવામાં આવે છે. ગૃહસ્થાશ્રમીજ અતિથીસત્કાર કરી શકે છે, કોઈ સંન્યાસી તે પ્રમાણે સેવા નહિ કરી શકે !

માતાપિતાના સંસ્કાર સાથે પુત્રના સંસ્કાર સમભાવે હોય તો તો નાનું બાળક તથા અજ્ઞાનમાં અજ્ઞાન મનુષ્ય પણ તે પ્રમાણે વર્તી શકે; પરંતુ વિપરીત સંસ્કારો હોય છતાં જ્યારે સરળ સમભાવી વર્તન રાખે ત્યારેજ તે સાચો સેવક, સાચો ગૃહસ્થાશ્રમી બની શકે છે. ગૃહસ્થાશ્રમીને માટે સહનશીલતાનો ખાસ ગુણ તેનામાં હોવો જોઈએ. સંસ્કારી પુત્ર અજ્ઞાન પિતાને ત્યાં જન્મ લે, તે આજે ઘણા ઓછા સ્થળે બને છે. આવા સમયે પુત્રની ફરજ છે કે પિતાને સમજાવી શકે પરંતુ આજના યુગમાં તેવા પુત્રો પોતાનું જ્ઞાન ઉંધે રસ્તે દોરે છે ને પોતાના જ્ઞાનમાં પિતા પ્રત્યેની ફરજનું ભાન ભૂલે છે. માઈ પ્રત્યે પ્રાર્થના કરવાથી પિતાનું હૃદય ફરી શકે ને તેવા સંજોગોમાં ન ફરે તો તેને સમજવાનું કે પૂર્વજન્મના પુત્રનાજ તેવા સંસ્કાર છે કે આ જન્મે પિતા સાથે ભક્તિ-રાહે રહી શકતો નથી. તે સમયે પુત્ર, પિતા પ્રત્યેની ફરજ અદા ન કરે તો તેના માટે **પાપ** જેવી વસ્તુ નથી.

પ્રહલ્લાદની પ્રભુભકિતમાં પિતાએ અંતરાય નાંખ્યો, છેવટનું પરીણામ શું આવ્યું ? તે આપ જાણી શકો છો. મીરાંની ભકિતમાં રાણાએ અંતરાય નાખવાના હજારો પ્રયત્નો કર્યાં, છેવટનું પરીણામ જાણો છો. જ્યારે આવા આત્માઓને સંસારીક અંતરાયો હોય છે ત્યારે તે પોતે કશું કરતા નથી; પરંતુ તે માઇ–ઇશ્વરનું શરણુ સ્વીકારે છે; ને શું કરવું તે માઇનેજ માથે નાખી દે છે. ભકિતમાં અંતરાય થતો હોય તો તેના માટે છેવટનો રાહ ત્યાગનો છે. મીરાંએ રાણાનો ત્યાગ કર્યો તો શું તેના પતિધર્મમાં ઉણપ આવી ? ના, તે નહિજ પરંતુ તેનું સર્વસ્વ જીવન માઇને ચરણે અર્પણ કરેલ હતું, તેથીજ વાંધો ન આવ્યો.

ફરીથી લખું છું કે ઘાંચીના બળદની માફક આપણે રહેવાનું નથી. આપણે પૂર્ણ હોઇએ તો અવશ્ય પિતાનો ત્યાગ કરી શકીએ છીએ; પરંતુ કેટલાક સ્થળે એવું બને છે કે માતાપિતાનો ત્યાગ કરી શકાય છે; પરંતુ જો પત્ની તેવી હોય તો આપણે ત્યાગી શકતા નથી. કારણ? તેના પ્રત્યેનો આપણને મોહ હોય છે ને તેને નભવી લઇએ છીએ. જ્યારે પત્નીને નભવી લેતા હોઇએ તો પછી માતાપિતાને શા માટે નભવી ન લેવાં ?

ત્યાગ એ વસ્તુ ઘણીજ છેવટની છે. તેના કરતાં નિરાળા રહેવું તે સારૂં છે. મનથી નિરાળા રહી શકાય છે. શા માટે 'મારા' માતપિતા માનીએ ? જ્યાં આપણું જીવન જ માઇના ચરણમાં સમર્પણ કર્યું હોય, જ્યાં આપણેજ માતપિતાના

પણ માતપિતા છે, તેના છીએ તો પછી આપણું બીજું શું હોય ? જ્યાં આપણેજ આપણા નથી, પછી બીજાને આપણાં ક્યાંથી કરી શકીએ ?

આત્માને રંજ કરવાનું કારણ નથી, કારણ કે જેનાં જેવા સંસ્કાર તેવું રહેવાનું જ. શું મીરાંએ રાણા માટે કશું નહિ કર્યું હોય ? પણ તે રાણાને મીરાંની કદર તેના ગયા બાદજ થઇ.

સાધુ–સંન્યાસી થનારા થઇ જાય છે. તેના તેવા સંસ્કાર હોય છે. સંન્યાસી બની અરણ્ય સેવવું તે ફક્ત એક નિશાળ જેવું છે. નિશાળે ભણવા માટે જઇએ છીએ પરંતુ કાયમના નિશાળમાં રહેતા નથી, ઘેર આવીએ છીએ. આપણે તો શિક્ષણ પુરતો પણ સંસાર ત્યાગી શકતા નથી, કારણ **મમતા** રહેલી છે. તે મમતા દુર કરીને સંસારમાં રહેવું ને આપનું કલ્યાણ સાધવું તે સારૂં છે. મેં ત્રણ ત્રણ વખત સંસાર–ઘરનો ત્યાગ કરેલો છે, જંગલોમાં ભટકયો છું ને પાછો ઘેર માઇએજ મોકલ્યો છે. જ્યારે જ્યારે સંસાર પ્રત્યે વૈરાગ્ય થાય ત્યારે ત્યારે મન તેવું બને છે પરંતુ પછીથી શાન્ત થાય છે. આપણો ત્યાગ-વૈરાગ્ય સ્મશાની વૈરાગ્ય છે.

'આપણું કલ્યાણ કરવું તે આપણા હાથની વાત છે' તે સત્ય છે ને તેને માટે સૌથી સારો ઉપાય એજ છે કે, આપણું કલ્યાણ કરવામાં જે બાધક થતાં હોય તેનો મનથી ત્યાગ કરવો, તેમનાથી નિરાળા રહેવું.

આપણે સંસારમાં રહીએ પરંતુ આપણે એકલાજ છીએ તેમ માનીને રહેવું જોઇએ. જો કે આપણે આપણું

પ્રથમ્ કલ્યાણ કરવું તેજ આપણો મુખ્ય ધર્મ હોવો જોઇએ. બધાં પછીથી. તેના માટે તો શાસ્ત્રો પણ બાધ કાઢતાં નથી. ખુદ માઇજ છુટ આપે છે.

જે મનુષ્ય આત્માને ઓળખનો થયો હોય તેના માટે સંસારીક 'પિતા' શબ્દજ રહેતો નથી. પછી ફરજની વાત જ કયાં આવી ? આપનું હૃદય આજે જે કકળે છે તેમાં આ જન્મનો દોષ નથી. સર્વ બાબત અનુકૂળ હોય તો સર્વ કોઇ પોતાનું કલ્યાણ કરી શકે; પરંતુ કેટલીક પ્રતિકુળ હોય છતાં જ્યારે પસાર થાય ત્યારેજ તેની ભકિતની દૃઢતા સમજાય છે. આવા પ્રસંગોએ જેમ મોટરને રસ્તે પંચર પડે તો તેને સાંધવાનાં સાધન લઇ જઇએ છીએ તેમ સંસારની અનુ-કૂળતાને સાંધવાનાં સાધનમાં સહનશીલતા રાખવી અને મમતાનો ત્યાગ કરવો તે બેજ છે. નવા ટાયરને પંચર પડયું હોય છે તો ફેંકી દેતા નથી; પરંતુ સાંધીને ચલાવીએ છીએ. વળી રસ્તામાં ફેંકી દઇએ તો મોટર ચાલેજ શી રીતે ? બીજું ગામ કે આપણું સ્થળ આવે ત્યારે ટાયર ન ચાલે તેમ હોય તો બદલી નાખીએ છીએ–આજ પ્રમાણે આપણા સંસ્કારો તેવા પિતા સાથે જોડાયેલા હોય તો નવા જન્મમાં તેનો બદલો થાય પરંતુ આ જન્મમાં કાંઇ ઓછો થાય છે ? અત્યારે તો ટાયરની માફકજ સાંધીને ચલાવવું જ જોઇએ કે કાં તો મોટરમાં બેસવુંજ ન જોઇએ. આ ત્રણ રાહ છે જે અનુકુળ પડે તે કરવાના રહે છે.

જગતમાં તમે એકલાજ જન્મ્યા છો તેમ માનો. શું એકલા નથી આવ્યા? તો પછી અહીંની સગાઇ જે બેકલાની

છે તે શા કામની? ભલે પૂર્વના સંસ્કારે બધાં મળ્યા તે ખરાં; પરંતુ તેમના પરની મમતા ઉઠાવી લો . જરૂર મનનો ભાર ઓછો થશે. પિતાને પુત્ર નથી, ને પુત્રને પિતા નથી. ગૃહસ્થાશ્રમના ધર્મ કરતાં માઈની ઓળખ ને પોતાનુ કલ્યાણ તેજ વિશેષ ધર્મ છે. ગૃહસ્થાશ્રમના ધર્મથી તે એક આગળ ડગલુ છે. ગૃહસ્થાશ્રમના ધર્મથી માનવજીવન જીવી શકશો, પરંતુ આજે તે વસ્તુજ નથી. ગૃહસ્થાશ્રમના ધર્મમાં શું પુત્રનું કલ્યાણ કરવા માટેની પિતાની ફરજ નથી? જ્યારે જે ધર્મમાં પુત્રનું કલ્યાણ કરવાની પિતાની ફરજ ન હોય ત્યાં પછી પુત્રફરજ કયાં રહે છે? આજે તો તે ધર્મ માત્ર છોકરાને ભણાવવો, પરણાવવો તેમાંજ રહેલો છે, તેનુ અને પોતાનું આત્મીય કલ્યાણ કરવામાં નથી રહ્યો! જ્યારે પિતા, પુત્રને માઇને માર્ગે દોરતા હતા ત્યારે પુત્રો પિતા પ્રત્યેની ગૃહસ્થાશ્રમની ફરજો બજાવતા હતા. આજે તેમાંનુ કાંઇ નથી, સકળ સંસાર સ્વાર્થી છે.

ફરીથી લખું છું કે મનથીજ નિરાળા રહો. ઘાંચીના બેલ બનવાની જરૂર નથી. પાર્વતીનો નંદી બનવું હોય તો પણ બની શકાય છે ને પછીથી તે નંદીમાંથી ગણ બનાય છે ને તે ગણમાંથી દેવ પણ બની શકાય છે.

ત્યાગની ભાવના મનથી કેળવો ને નિરાળા રહો તેમાંજ તમારૂં હીત છે.

## ૩૫ ભકતમાં ક્રોધ શાથી?

શ્રી......ભાઇના સંબંધમાં લખેલી તે વસ્તુ ન્યારી છે. તેમને અમુક પ્રકારનું અજીર્ણુજ થયેલ છે તે આપોઆપ

છુટી જશે. પ્રથમ ભૂમિકામાંથી બીજી ભૂમિકામાં જનારને એટલે ક્રમે ક્રમે ચઢનારને તેમ નથી થતું, પરંતુ એકદમ ઠેકડો મારનારને તેવું થાય છે. છેવટે કાં તો તેને થાક લાગે છે કે કાં તો તે પડે છે. ભાઇની તેવી પરિસ્થિતિ છે. તેમને ઠેકડો મારવો છે, તે કુદી શકે તેમ તો છેજ, પરંતુ હજી વાર છે. ભકતનામાં ક્રોધ જોવામાં આવે છે, તેનું કારણ પૂર્ણ ભૂમિકા પ્રાપ્ત થયેલી ન હોવાથીજ તેમ બને છે, દિવસે દિવસે હવે તેમના માટે તેવું ઓછું બનશે.

## ૩૬ તમારી આજુબાજુનું વાતાવરણ માઈમય બનાવો.

અંતર એ એક વિજળીક યંત્ર છે. આશાની રાહ દેખાયા પછી પ્રગતિ થાય પરંતુ તે રાહ ઝાંઝવાના નીર સમી લાગે ત્યારે પટકાવું પડે છે.

માઇકૃપાનો દૃઢ વિશ્વાસ રાખ્યા પછી મનને જેમ તેમ ફરવા દેવું તે તો એક છટકવાની બારી તેં શોધી! પ્રયત્ન વિના કશું બની શકતું નથી. જે માઇનાં ચરણ, કોમળ કમળ પર છે તેવું પ્રથમ તારા હૃયદને કરવું જોઇએ. એ તેના દર્શનનો આદેશ છે. જે મા વાઘ પર બિરાજે છે તેનો પણ એજ આદેશ છે કે, "તારા હૃદયની કોમળતાનો ઉપયોગ માઇપ્રાપ્તિ માટે કર. જો શરૂઆતમાંજ તેમ નહિ બને તો પછી તારૂં દીલ ને ચંચળ મન વાઘ જેવું બની જશે. તું તેને વશ નહિ કરૂં; પરંતુ ઉલટો તુંજ તેને વશ થઇ જઇશ. મન ઇન્દ્રિયોના સુખ માટે તંગ બનશે ને તારે મનને વશ થવું પડશેજ. જો તું તેમ નહિ વર્તે તો ઉલટું તને ડુખરાવશે

એટલુંજ નહિ પરંતુ તારૂં ભક્ષણ પણ કરી જશે ને જન્મ-મરણનો ફેરો કાયમજ રહેશે. ઇન્દ્રિયોની લગામ મન પાસે છે ને મનની લગામ આત્મા પાસે છે.

મા, બાળકને પોતાનો કરી કદી અપનાવતી નથી. મા બાળકને પોતાનો જાણે છે; પરંતુ બાળક કાયમ માટે માને પોતાની જાણતો નથી. ઘણી વખતે મન-વાયુનો ઘુઘવાટો થતાં માને ક્યાંએ દૂર ફેંકી દે છે પછી માનો શો દોષ?

સકળ સૃષ્ટિ માઇનીજ રચેલી છે, પછી શામાટે ગામના વાતાવરણને નીરસ માનવું? પવન તો હંમેશાં શુદ્ધ જ ફૂંકાય છે; પરંતુ જ્યાં સુસુગંધી પદાર્થો હોય ત્યાં તે પવન સારી સુગંધ આપે છે ને નરક હોય ત્યાં દુર્ગંધ આપે છે. બંને જગામાંથી પવનને તો પસાર થવાનુંજ હોય છે. સુગંધ માટે નાક ખુલ્લાં રાખીયે ત્યારે દુર્ગંધ માટે નાક દાબી રાખીયે છીએ પરંતુ જે બંને સુગંધ સરખી માનતો હોય તે કદી દુર્ગંધ આવતાં પણ નાક બંધ રાખતો નથી. આજ પ્રમાણે જગતના વાતાવરણ માટે સમજી લેવું જોઇએ. નીરસ વાતા-વરણમાં તારા એકલાનોજ માઇ અવાજ માઇમય વાતાવરણ કરી મૂકશે. તારા પોતાના પ્રયત્નોની જ જરૂર છે.

"હું પાપી છું." તેવી ભાવના, તેવા વિચારોજ પોતાના દીલમાંથી કાઢી નાખવા. આવા વિચારોથી આત્મીય આનંદ નહિ મળી શકે. તે વિચારો પશ્ચાત્તાપ માટેના પ્રથમ જરૂરના હતા, તે તો થઇ ચૂક્યું છે. હવે તો નયનો રાતાં રાખ, "હું સિંહ છું, માનો બાળક છું." જગત જખ મારે છે, માત્ર એકજ ધ્યેય **મા-બાળકનો હોવો જોઇએ.**

•મુડદું સજીવન થઈજ ચૂકયુ છે પરંતુ જેમ આંધળાને આંખ મળતાં પ્રથમ તેને ભાસ થાય છે કે હું દેખું છું કે હજી મને ઝાંખુજ લાગે છે! આ સત્ય છે કે સ્વપ્ન! તેમ થયા કરે તેમ તને થાય છે.

શાંત થા, તું મનથી નિર્મલ માને છે; પરંતુ તારો આત્મા નિર્મલ નથી! તેને ઓળખી સતેજ થા. માઇ નામનો પોકાર પાડી સિંહગર્જના કર. તને તેવો જ અવાજ સામો મળશે.

મન જે સમયે સહજ ફરે તે સમયે ચાર તમાચ લગાવી દેવી, કારણ તારૂં મન ઇન્દ્રીયસુખની લોલુપ્તાથી ચસકવા માગે છે. પંચભૂતનું પુતળું જ્યાં કેવળ મળમૂત્રનો વાસ છે, ત્યાં તારૂં સુવર્ણસમું-આત્મીય સુખ નથી. ત્યાં તું શામાટે મનને લોભાવે છે?

'મા'નો પોકાર, ભજન, ધૂન, વાંચન-વિગેરેથી મનને ઘડીવાર પણ નવરૂં ન મુકવું. કુટુંબ સાથે હળવુંમળવું તે પણ માનુ ધારીનેજ.

તારા હૃદયની ભક્તિનો પડઘો સામાના હૃદયમાં પડશે જ ને તું ધારે તો આખું ગામ માઇમય બનાવી શકે છે.

## ૩૭ હીરો વેચી કાચ ન ખરીદો.

બંધુ! જે ભૂલ થઇ તેને માટે પશ્ચાત્તાપ તેમજ જે જણાવી તે શિક્ષા ગુન્હાના પ્રમાણમાં બરોબર છે. ફરીથી તેમ ન બને તેની પૂર્ણ સાવધગીરી રાખો. શું આપણે એટલુંએ નથી સમજતા કે માનવમાં મનુષ્યત્વ હોવુંજ

જોઇએ. મનુષ્ય રૂપી કોથળો પહેરનારા જે આજના જગતમાં ઘણા દેખાય છે તેવો કોથળો બાઇઆળકોને પહેરવાનો નથી પરંતુ ખરા મનુષ્ય જ બનવાનું છે. મનુષ્યધર્મ તે પ્રથમ પગથીયું છે. એટલું ખાસ યાદ રાખજો કે ચારીત્ર્યવાન વ્યકિતની ભૂમિકા તો પુનિત માનવો જ દીપાવી શકે અને અપુનિતો તો ક્ષણીકવાર કદાચ જાજ્વલ્યત્વ સેવે; પરંતુ તેથી અહર્નિશ પુનિત રહી શકવામાં તેઓને ભય રહે છે તેવાઓ તો સમાજમાં અને બાઇને ત્યાં પણ કલંકીત જ રહે છે. એક વાસના તૃપ્ત કરવા જીવનને વેડફી નાખવું એ હીરો વેચી કાચ લેવા જેવું છે.

## ૩૮ શ્રદ્ધા કેવી રીતે કેળવાય ?

ભારતનો યુવાનવર્ગ જો શંકાઓનું સમાધાન કરીને તેને આપની માફક વર્તનમાં મૂકે તો તેનાં ફળ સર્વને આશિર્વાદ રૂપ જ નીવડે. આજે પિતા પુત્રને વિદેશી શિક્ષણ આપીને કેવળ કમાતો જોવાની જ ઇચ્છા રાખે છે, પરંતુ અણમૂલું ચારિત્ર્યધન પુત્ર ગુમાવે છે કે કેમ તે તરફ લક્ષ રાખતા નથી. પુત્રો પ્રત્યે પિતાઓ કાળજી રાખે તો કોઇપણ હિંદુ લાંબો સમય નાસ્તિક ન રહે કારણ કે તેના પૂર્વજોએ પૂર્વે મ.ઈનો સાક્ષાત્કાર કરેલો છે.

સત્ય વસ્તુ પર આપણને પ્રેમ થયો ને તે વસ્તુ મેળવવા અથાગ પ્રયત્ન કરીએ છીએ ને તે વસ્તુ પ્રાપ્ત થયા પછી અધિક આનંદ માનીએ છીએ. ટૂંકમાં પ્રેમથી જે ઉપજતું કંઈ તેનું નામ શ્રદ્ધા. તે શ્રદ્ધા પ્રેમથી જ કેળવી શકાય છે.

એક મીત્રને તમે એક કામ સોંપો છો તેની તમને ખાત્રી હોય છે કે તે તમારૂં કામ કરશેજ. કારણ તમારો તેની સાથે એવો પ્રેમ-સ્નેહજ છે. જે મીત્ર પ્રત્યેની ખાત્રી તેજ શ્રદ્ધા, ને તેજ તમારા પ્રેમનું ફળ છે. મીત્રનો વિશ્વાસ કયારે મળે છે કે તેના પ્રત્યેનો વિશેષ સંસર્ગ હોય ત્યારે તેમ શ્રદ્ધા કેળવવા માટે વિશેષ પ્રેમની અને વધુ સંસર્ગમાં આવવાની જરૂરીયાત છે. શ્રદ્ધા કેવી રીતે કેળવાય તે આપને હવે સમજ પડશે.

## ૩૯ ભકતમાં ગુણ પ્રમાણેજ ભકિત બંધાય છે.

આપનો પ્રશ્ન તામસ ગુણનો છે. 'માણસ સંસ્કારી હોય, 'માની ભકિત કરતો હોય છતાં તેનામાં તામસ ગુણ શાથી? અને તે કોટીના માનવને ઉચ્ચ કક્ષાનો માનવો કે કેમ? આટલા મુદ્દા આપના પત્ર પરથી દર્શાઇ આવે છે.

મનુષ્યમાં સત્વ, રજો અને તમો એ ત્રણે ગુણમાંનો ગમે તે એકજ ગુણ પ્રાધાન્યપણે રહે છે ને બાકીના બે ગુણ ઓછાવત્તા પ્રમાણમાં રહે છે. ત્રણે ગુણોની સામ્યાવસ્થા ફકત નિર્દોષ બાળક અને જે માનવમાં માનો પૂર્ણ પ્રકાશ હોય છે તેનામાં જ જોવામાં આવે છે. મનુષ્ય ભકિત કરતો હોય છતાં તેનામાં તામસ શાથી? આ પ્રશ્ન માટેનાં ત્રણ કારણો છે. સૌથી પ્રથમ તેનો તે જન્મગુણ હોય. આ જન્મગુણની તેના માતપિતાના સુસંસ્કારે નાશ થઇ શકે છે; પરંતુ જો તેમના સંસ્કારજ તેવા હોય તો ઉલટો તેમાં વધારો થાય. મોટા થતાં તેનો આહારવિહાર પણ તેના જન્મગુણના જેવોજ તેને ગમે છે એટલે ઉલટો તેમાં વધારો થાય છે. કોઇ

દૈવી-સંજોગોને લીધે સંકટમાંથી ઉગરવાને તે મનુષ્ય માની ભકિત કરતો થાય તો પણ તેની મા પ્રત્યેની જે શ્રદ્ધા બંધાય છે તે પણ તામસીજ હોય છે. તામસી શ્રદ્ધાથી જે કર્મ કરે તેનું ફળ છેવટે દુઃખ અને મૂઢપણુંજ મળે છે. આવા મનુષ્યો સમાજની દૃષ્ટિએ તેના ભકિતભાવથી ઉચ્ચકોટીના દેખાય પરંતુ તે ખરી રીતે ભકત કે સંતના લક્ષણ પ્રમાણે ન જ ગણાય. સાત્વિક ભકિત, રાજસિક ભકિત ને તામસિક ભકિત પ્રમાણે તે મનુષ્ય ત્રીજી પાયરીનાજ ગણાય છતાં તે અભકતો કરતાં શ્રેષ્ઠ તો છે.

## ૪૦ ઉપાધીવાળો ભકિત કરી શકે કે ?

બંધુ ! તમોને ભકિતની ભૂખ લાગી છે પરંતુ ધંધાની ઉપાધીને લીધે ભકિત નથી થઇ શકતી તેમ દર્શાવો છો; પરંતુ તમોને તે સાચી ભૂખ નથી લાગી. સાચી ભૂખ લાગનારને રોટલા મળે તોપણ તે પકવાન માને છે. જેમ ગાડીએ જોડેલા ઘોડાના મુખમાં લોઢાની લગામ હોવા છતાં પણ જ્યાં જરા થંભ્યો કે તુરતજ ગાડીવાળો તેને ઘાસ ખવરાવે એટલે તે ખાઇ શકે છે. તેનો તેને અભ્યાસ થઇ ગયેલો હોય છે. પાછી લગામ ખેંચાય કે તુરતજ બીચારો ચાલવા માંડે છે. આ પ્રમાણે તે ગાડીએ જોડાએલો હોવા છતાં બંને કામ કરી શકે છે કારણ તેને તે પ્રકારનો અભ્યાસ પડી ગએલો હોય છે. આપ ધંધાની ધમાલમાં રહેવા છતાં પણ તેવી રીતે ભકિત-નામસ્મરણ કરી શકો છો પછી ધીમે ધીમે અભ્યાસ થતાં 'મારો ધંધો' એ જે મનનું કારણ છે તે નાશ થશે ને માનાં દર્શન મેળવશો.

## ૪૧ મા દરેક ભાષા સાંભળે છે.

તમે ગમે તે ભાષામાં માની પ્રાર્થના કરી શકો છો. સંસ્કૃત ભાષામાંજ બોલેલા સ્તોત્ર–પાઠો મા સાંભળે છે તેવું નથી. એક મોટી પેઢી કે જેનો વહેપાર જુદા જુદા દેશમાં ચાલતો હોય છે તે જુદી જુદી ભાષાના જાણકાર મનુષ્યો પોતાને ત્યાં રાખે છે તો પછી જે આખી સૃષ્ટિનો વહેવાર ચલાવી રહી છે તે માને ત્યાં શું તેટલો પ્રબંધ નહિ હોય? તેમ બનેજ નહિ. વળી બીજો દાખલો આપણા ઘરનોજ લ્યોને ! બાળક નાનું હોય છે તે પ્રથમ બોલતાં શીખેલું નથી હોતું તેથી ઇસારતથી તેની બાને બધું સમજાવે છે. સાધારણ બોલતાં શીખે છે એટલે તે બાળકને સમજાવવા માટે એની બા 'ભૂ મમ, છી છી તાતા' વિગેરે શબ્દો ઉલટી તે બોલે છે. કારણ જો બા ભૂને બદલે પાણી કહે તો બાળક ન સમજે, જુઓ તો ખરા ! બાળકની ભાષા મા સમજે છે ને ઉલટી બાળકને સમજાવવા તે બાળકનીજ કાલી કાલી ભાષા બોલે છે ને તેમાં માને મહા આનંદ મળે છે. બંધુ ! જરાએ ન મુંઝાઓ, ભલે તમારાથી પાઠપૂજા ન થઇ શકે તો કાંઇ નહિ; પરંતુ બાળકની પેઠે "મા ! મા ! !" એટલુંજ ખરા હૃદયથી કર્યા કરો. મા જરૂર તમારો તે પોકાર સાંભળશે.

## ૪૨ માની ભકિત શીખવાડી શીખાતી નથી.

માની ભકિત કોઇની શીખવાડી શીખાતી નથી. એ તો અંતરનો ઉમળકો થતાં એની મેળેજ થઇ આવે છે. જેના

જેવા પૂર્વના સંસ્કાર ! જેમ માખણનું ઘી કરવા અગ્નિની જરૂર છે, તેમ તમારા અભકત હૃદયને માની ભકિતમાં દોરવા માટે સત્સંગની જરૂર છે. માના ભકતોનાં ચરિત્રો વાંચો, માના ગુણાનુવાદ ગાઓ એટલે ધીમેધીમે ગાડુ રાગે પડશે, ભલે હમણાં સુખમાં મા નહિ સાંભળે પરંતુ સંકટ સમયે તો જરૂર મા સાંભળશેજ. ને તેજ વખતે તમારૂં મન માની ભક્તિમાં ચોંટશે, મારી પાસે કોઇ એવો જાદુમંત્ર નથી કે જે પોસ્ટમાં આપની માગણી પ્રમાણે મોકલું ને તમે તુરત માની ભકિત કરવા મંડી પડો ને વળી ટુંક સમયમાંજ તમને માનાં દર્શન થાય ! જે ત્રિલોકની મા છે તેજ મારી મા છે. મારી મા કાંઇ જુદી નથી.

## ૪૩ જનનીના પ્રેમની તુલના થઇ શકે નહિ.

બ્હેન ! આપને નાખુશ થવાની જરાએ જરૂર નથી. મા તો હંમેશાં બાળકો માટે મહેનત કરી છૂટવા માટેજ ખડે પગે ઉભી રહેલી છે. તે બદલાની ઇચ્છા રાખતીજ નથી. સંસારનોજ દાખલો લો. જનનીનો બદલો કોણ વાળી શકે ? જ્યારે એ જનનીનો બદલો વાળી શકાતો નથી તો પછી જગજનનીનો બદલો તેની પાસે અમુક ભેટ મૂકવાથીજ કાંઈ વળે છે તેમ ન માનો. તમારા હૃદયની જે ભકિત હશે તેજ માના માટે બસ છે. આપનુંજ દષ્ટાંત લ્યોને ? આપ અત્યારે સગર્ભા હોવાથી ગર્ભના બાળક માટે કેટલી જાળવણી રાખો છો ? વળી તેનો જન્મ થતાં તમો તેના માટે કેટલું બધું કષ્ટ ઉઠાવશો ! છતાં તે બાળક મોટું થશે ને પરણશે એટલે તેનો

પ્રેમ પત્ની કે પતિ પ્રત્યે ઢળશે ને તમને ભૂલી જશે. એટલે મા તો સંતાન માટે મહેનત કરી છૂટનારી જ છે. સંતાન માટે માનો પ્રેમ અજબ છે તેની તુલના થઈ શકે જ નહિ!

## ૪૪ આજ આજ ભાઈ અત્યારે.

આપનો પત્ર મળ્યો. શ્રી...ભાઇને ,શકિત'ના ગ્રાહક ન થવુ હોય તો તેનો વાંધો નથી. આ તો મા પ્રેમનાં વહેતાં પૂર છે. તેમાં જેને પોતાના જીવન-ખાબોચીઆમાં જેટલું ભરી લેવું હોય તેટલું ભરી લે. નહિ તો કાંઠે ઉભા ઉભા ભલેને પૂર નિહાળ્યા કરે! નિહાળ્યા છતાંયે સ્નાન તો શુ પરંતુ પાન સરખું ન કરે તોયે અમને વાંધો નથી. જેણે નીરખ્યું છે તે કોઇક દિવસ પણ હૃદયમાં પ્રેમ જાગ્રત થતાં અવશ્ય વાત કરશે પરંતુ જ્યારે તેની ઇચ્છા જાગ્રત થશે ત્યારે તે પૂર હશે કે કેમ? તે કહી શકાય નહિ. હાથ ઝાલી બતલાવવાનો મારો ધર્મ છે. તે મારી માઇનીજ સેવા છે, પછી સૌ સૌનું પ્રાલબ્ધ! વધુ સંબંધ હોય તેને તો બોચીએથી પકડી નીચો મારા હાથે તેના મુખમાં રેડી શકું પરંતુ આતો તેમ બની શકે તેમ નથી. માઠું લગાડવું તે મારો સિદ્ધાંત જ નથી. આપણે બધાં એકજ માનાં બાળકો છીએ...

## ૪૫ થોડું આવડે તો થોડું કરો.

પૈસા મેળવવા માટે ભગવતીની ઉપાસના કરવી તે સહેલી નથી. વળી તે ઉપાસના જ ન કહેવાય. લક્ષ્મી તો આજે છે ને કાલે નથી. તે ચંચળને પ્રાપ્ત કરવા કરતાં જે નિત્ય છે, તેની ઉપાસનાથી તમારા ચરણોમાં અનેક સિદ્ધિઓનાં પ્રલોભન

બતાવશે પરંતુ તેને ફેંકી દેવા જેટલું મનોબળ તમારૂં નથી. તમે પૈસા માટેજ ઉપાસના કરવા માગો છો એટલે કહેવાનુંજ શું રહે ?

વળી તમે ઉપાસના કરવા જેટલી શકિતજ પ્રાપ્ત કરી શકયા નથી તેમ તમોજ જણાવો છો માટે હાલ તો જે નવાર્ણ-મંત્રની માળા કરો છો તેજ બરાબર કર્યા કરો. તેનાથી જ તમોને ફળ મળશે.

## ૪૬ જનનીની ભકિત વિના સર્વ નકામું છે.

બંધુ ! આપનું હૃદય કેટલું નિષ્ઠુર ! જેણે જન્મ આપ્યો છે તે માતા પથારીવશ હોય ને તમે નવરાત્ર માતાની માંદગીને લીધે ન થઇ શકે તેથી દેશમાં ન જાવ તે તમારાં નવરાત્ર સારૂં ફળ આપશે ? મહાપુરૂષોનાં જીવનો નિહાળો–વાંચો, તેઓ જે કાંઇ પ્રાપ્ત કરી શકયા છે તે માતાની ભકિતના લીધેજ. માતૃભકિત સઘળા ઉત્તમ ગુણોની ખાણ છે. ગુણોમાં સૌથી શ્રેષ્ઠ ગુણ માતાની સેવાભકિત જ છે. જેના હૃદયમાં આ ભકિતનો રસ નથી, તેનામાં કોઇ પણ ગુણ ફળતો નથી. ભકિતભર્યાં અંતઃકરણથી માતાની સેવા કરવાથી જગજનની માઇ પ્રસન્ન થાય છે, તમારાં સેંકડો નવરાત્રનું ફળ તમારી જનનીનો માત્ર એક આશીર્વાદ મળતાંજ મળશે.

## ૪૭ મોટા થતાં પણ માના પ્રેમને ન ભૂલો.

બંધુ ! માતા–'મા' શબ્દમાં જે માધુર્ય છે, જે જાદુ છે, જે પ્રેમ સર્વસ્વ છે, તે ત્રિલોકના કોઇ શબ્દમાં પણ નથી. માતાનું હૃદય ગમે તેવા સખત તાપથી પણ કદી ન સૂકાનારૂં

અને હંમેશાં ભરપૂર રહેતા અમૃત સરોવર જેવું છે. માતાનો પ્રેમ સર્વ જીવોનું જીવન છે. માતા તે જગજનની માઈની એક કરુણામયી મૂર્તિ છે, તમારે જગદંબા માઈનું વાત્સલ્ય જોવું હોય તો તે તમારી માતાનાજ કોમળ હૃદયમાં જોઈ શકો છો. બાળક પર માતાનો પ્રેમ નિષ્ફળ છે. માતાના જે દૂધનું આપણે પયપાન કરેલ છે તે માતાના રોમરોમમાં સંચાર કરનાર પ્રેમનું કેવળ બાહ્યરૂપ છે.

માતાનો જેટલો પ્રેમ બાળક પ્રત્યેનો હોય છે તેટલો પ્રેમ બાળકનો માતા પ્રત્યેનો નથી હોતો. બાલ્યાવયમાં મિત્રો સાથે પ્રેમ બંધાય છે ને પછી પરણતાં સ્ત્રી પ્રત્યે ને ત્યાર-બાદ છૈયાં-છોકરાં થતાં તે પ્રેમ તેમના તરફ ઢળે છે. ઝાડની ડાળીઓ ફેલાતાં પ્રેમ વહેંચાઈ જાય છે ને કોઈ કોઈ વારતો મૂળ મૂળનેજ ભૂલી જવામાં આવે છે. પ્રાકૃત જીવોજ માતા પ્રેમને ભૂલે છે પરંતુ પુનિત મહાભાગ-મહાન જીવો અર્થાત્ સાચો માઈ બાળક પોતાની જનનીનો પ્રેમ જીવનપર્યંત નથી ભૂલતો. તેનામાં તો માતૃપ્રેમ અખંડપણે વહ્યા કરે છે.

## ૪૮ જે કરો તે પ્રેમથી કરો.

તમે બધું કરો છો, પરંતુ તે ઉત્સાહ વિનાનું હોવું જોઈએ, નહિ તો ફળ મળ્યા વિના રહે નહિ. કોઈપણ કાર્ય પ્રેમથી અને વેઠથી કરીએ તેમાં કેટલો ફરક રહે છે તે તો નાનું બાળક પણ સમજી શકે છે. મનુષ્યમાં ઉત્સાહ ન હોય તો કશું બની શકતું નથી. જેમ રેલ્વેગાડીનું એન્જીન ગમે તેટલી ચતુરાઈથી બનાવવામાં આવ્યું હોય અથવા તે ગમે

તેટલા હોર્સ પાવરનું હોય, પરંતુ તેમાંનું પાણી જો ઉકળતું ન હોય તો આગગાડી એક ઇંચ પણ ચાલશે નહિ. ઉકળતું પાણી એન્જીનની જે ગરજ સારે છે, તેજ પ્રમાણે માણસની ગરજ ઉત્સાહ સારે છે. ગરમ પાણી આગગાડી ચલાવવાને વરાળ ઉત્પન્ન કરે છે તેમ તમારો પ્રેમ ઉભરાશે તો તમને માઇની પૂજા કે ધ્યાન કરવામાં **અજબ** પ્રોત્સાહન મળશે. ઉત્સાહ રૂપી અમર અગ્નિ તમારી સૂતેલી શક્તિઓને જાગ્રત કરશે અને તમને જેનો સ્વપ્નામાં ખ્યાલ નહિ હોય તેવાં સાધનોને જાગ્રત કરશે.

## ૪૯ ભાવસમાધીની શરૂઆત.

બ્હેન ! આપની જે દશા અત્યારે થય છે તે ઘણીજ સારી છે. તમોને કશી સમજ નથી પડતી તેમજ ભાન પણ નથી રહેતું તેનું કારણ તે એક પ્રકારની ભાવ સમાધિની શરૂઆત છે. પેલું જુનું ભજન યાદ કરો–

"હું તો ભોજન કરૂં ને હરી સાંભળેરે,
મારાં ભોજનીયાં ઠરી ઠરી જાય."

આ શું સૂચવે છે ? આજે તેવાં ભજનો મુંબાઇ જેવા એશઆરામી શહેરમાં વસતી બ્હેનોને કયાંથી કંઠસ્થ હોય ? 'ચૂલે દાળ ચઢતી હોય પરંતુ તમે માઇ ચિંતનમાં મૂઢ જેવાં બેસી રહો છો ને દાળ બળી જાય તેનું ભાને નથી રહેતું.' તે તમારી સ્થિતિ **મૂઢતાની** નથી પરંતુ માઇ પ્રત્યેના અઢળક ભાવની છે. એ ભાવ આવવો સહેલો નથી. એ ભાવથીજ તમે માને મેળવી શકશો. ફરીથી લખું છું કે તે દશા મૂઢતાની નથી પરંતુ ભાવસમાધિની છે. બીજા ભલે તમને મૂઢ ગણે.

## ૫૦ પૂજામાં એકચિત્ત થાઓ.

'નવરાત્રીની પૂજામાં મા પાસે અમને સંભાળજો.' 'અમારા વતી પ્રાર્થના કરજો,' 'અમારા વંદન કહેજો,' આવા આવા પત્રો તો આપ લખો છો તે પ્રમાણે આપના એકલાના નથી પરંતુ અનેકના હતા ને હોય છે; પરંતુ હું પૂજામાં અનેકનાં નામ દઇને પ્રાર્થના કરૂં તો દિવસના દિવસ જાય તેનો કોઈ વિચાર કરતું નથી. અલબત્ત, મારા મુખમાંથી એટલું તો છેવટે નીકળે છે કે, "મા! તારા શરણે આવેલા સર્વ બાળકનું કલ્યાણ કર." બાકી કાંઇ કારણ સિવાય દરેકના નામ દીઠ ઓછી પ્રાર્થના થાય છે?

પૂજા, ધ્યાન કે પ્રાર્થના સમયે મનુષ્ય એક ભાવમાં તલ્લીન બની જાય ને તે માઇની સાથે એકમય બની જાય છે. તેને પોતાનુંજ ભાન રહેતું ન હોય તો પછી તે અન્યનું કયાંથી ભાન રાખે? જેને તે ભાન રહેતું હોય, બીજું યાદ આવતું હોય તો તે મનુષ્ય એકચિત્તથી કશું કરતો નથી એમ તો કહેવુંજ પડશે. બંધુ! જો કે હું તો આટલે દરજ્જે કદાચ પહોંચેલો નહિ હોઉ છતાં આવું લખ્યું છે તો ક્ષમા કરશો.

## ૫૧ મા, ભકતના ભાવની ભોગી છે.

નવરાત્રીમાં શકિતપૂજાના બલિ સંબંધી જે પૂછો છો તેનો જવાબ આપને ચાર ચાર વર્ષના 'શકિત'ના અંકોએ નથી આપ્યો? આપણી મા–માઇ આજના યુગમાં પશુબલિની ભૂખી નથી. બલિનો ખરો અર્થ અજ્ઞાનીઓ સમજતા નથી. પૂજાપહાર યાને પૂજાને માટે કરેલી ભેટ તેનું નામ બલિ.

પૂજાના હેતુથી જે જે કંઇ આપવામાં આવે છે તે બધાંની ગણના બલિમાં થાય છે. બકરાં વધેરવાંજ જોઇએ એવો કંઇ વિધી નથી. અસલના વખતમાં યજ્ઞો વગેરેમાં પશુનો ભોગ આપવામાં આવતો હતો, પરંતુ તેમને વધેર્યા પછી ફરી જીવતા કરી આપવામાં આવતા હતા. એ પ્રમાણે ન કરે તો હત્યા કરનારાને મારી નાખતા. ચંડીપાઠમાં સુરથરાજાનું દૃષ્ટાંત છે. જ્યાં માંખનો એક પગ સાજો કરવાની આપણી શકિત નથી ત્યાં પશુઓને જીવતાજ કયાંથી કરી શકાય ? પછી પશુબલિ થાયેજ શેની ? ફરીથી લખું છું કે આપણી મા તો શ્રીફળ ને સાકરની ભોગી છે. ભકતના ભાવની ભોગી છે. તમારામાં રહેલા પશુ જેવા જે મોહ, મત્સર, અભિમાન વિગેરે દુર્ગુણો છે તેનું મા બલિ માગે છે.

## પર તન્દ્રા કયારે મળે ?

ધ્યાનમાં જ્યારે તમે શરીરની તમામ ઇન્દ્રિયોથી શિથીલ થઇ જાઓ ત્યારે જાણજો કે તે તન્દ્રા છે. તન્દ્રા આવતાં અંતરમાંથી એક પ્રકારની વાણી દ્વારા કંઇ કંઇ વાતો સાંભળવામાં આવે છે. તે સર્વે બરાબર સમજીને તે પ્રમાણે ચાલવું. તન્દ્રામાં ભાવિ અવસ્થાનું દર્શન તમારી પાસે એક સ્વપ્નની માફક ખડુ થશે. આ સમયે તમને શારિરીક ભાન નહિ રહે પરંતુ અંતરમાં સંપૂર્ણ ભાન રહેશે. બંધુ ! તન્દ્રા પુરૂષાર્થ ને માઇની કૃપા વિના મળતી નથી.

## પ૩ માનું સ્વપ્નદર્શન તે આપણી સિદ્ધિ છે.

તમોને સ્વપ્નમાં જગદંબાનું જે દર્શન વારંવાર થાય છે તે જો સાચું હશે તો તમારી વિષયાશકિત નષ્ટ થઇ જશે. સ્વપ્નમાં

મળતાં દર્શન સંબંધી સંદેહ પણ ન લાવવો. તમારા ગત જન્મમાં તમે જગદંબાની જે ભાવથી અને જે મૂર્તિદ્વારા સાધના કરી હશે તેજ સ્વરૂપે તમને તમારા હાલના સાધનની સિદ્ધિ માટે સ્વપ્નમાં દર્શન દેતાં હશે તો તેની શી ખબર? આપણને સ્વપ્નમાં જે દર્શન થાય છે તેનું કારણ તો ખાસ એ છે કે, મા પોતાના ભક્તની ચિત્તવૃત્તિનું આકર્ષણ કરે છે. સ્વપ્નદર્શન તે પ્રથમ પગથીયુ છે, ઘણાની જાગ્રત અવસ્થામાં તો શું પરંતુ સ્વપ્નાવસ્થામાં પણ ચિત્તવૃત્તિ સ્થિર નથી રહી શકતી. જ્યારે સ્વપ્નમાં થોડી પણ ચંચળતા અનુભવીએ તો સમજી લેવું કે આપણા અંતરની દુર્બળતા હજી નષ્ટ નથી થઈ. ગુરુકૃપા કે જગદંબાની કૃપાથી જે જે સ્વપ્ન દેખાય તે તે બધાંજ સત્ય સમજવાં. ઘણુ ઘણુ સાધનભજન કરવા છતાં જે અવસ્થા પ્રાપ્ત થવી અઘરી છે તે બધીજ સ્વપ્નમાં એક મિનિટમાં અનાયાસે પ્રાપ્ત થતી દેખાય છે.

## ૫૪ ભગવતી ભક્તદ્વારા પણ મળે છે.

"ભક્તો માને મેળવી આપવાનો શું પરવાનો રાખે છે?" આ વાક્ય આપનું અભિમાન અર્થાત્ અર્ધદગ્ધ જ્ઞાન સૂચવે છે. જેમ ગાયને બાંધીને તમે ચાલો તો તે જરાતરા ચાલે છે ખરી, પરંતુ જો તેનું વાછરડું પકડીને તમે આગળ ચાલશો તો ગાય વગર બોલાવી ને વગર બાંધેલી થેકડા મારતી તમારી પાછળ ચાલશે. તેવીજ રીતે ભક્તોનું ભગવતી માટે છે. આપનામાં જૈન તરીકેનું મિથ્યાભિમાન અને શક્તિ તરફનું વિરોધક માનસ છે એટલે આપ ભગવતીને ઓળખી શકતા નથી ને જેથીજ તેની ભક્તિ કરી શકો તેમ નથી. પ્રથમ

તો વાછરડાને ઉંચકી લેવાની માફક માના કોઇ ભકતને ઓળખો, તેના પ્રત્યે સદ્‌ભાવ નહિ પરંતુ પૂજ્યભાવ રાખતાં શીખો ત્યારબાદ તેજ ભકત આપને માનું ઓળખાણ કરાવશે. માનું ઓળખાણ એ કંઈ બજારી વસ્તુ નથી કે ગમે તેવી રીતે સહેલાઇથી મળી શકે.

## ૫૫ સ્વપ્નમાં મંત્ર મળે કે ?

સ્વપ્નમાં પણ મંત્રપ્રાપ્તિ થઇ શકે છે, પરંતુ તે તો કોકનેજ માટે હોય. આમાં મુખ્ય બે કારણો છે. પૂર્વજન્મે ઉપાસના કરતાં જે બાકી રહી હોય, તેની પૂર્ણતા માટે આ જન્મમાં તે મંત્ર પ્રકટ થાય છે. બીજું કારણ ગુરુકૃપા કે કોઇ મહાપુરુષની કૃપાનું પરિણામ પણ તે હોય છે. સંત તુકારામને ગુરુકૃપાથી સ્વપ્નદ્વારાજ ગુરુદર્શન અને ગુરુમંત્ર મળ્યો હતો. હાલના યુગમાં કોઈને મળ્યો હશે; પરંતુ તે મારા જાણવામાં આવ્યો નથી તો તે માટે ક્ષમા કરશો.

## ૫૬ માનો આવિર્ભાવ અને સગુણ દર્શનનો ભેદ.

આપના શરીરમાં માનો આવિર્ભાવ થવા લાગ્યો તે આનંદની વાત છે. મા દેહધારી શરીરો દ્વારા પોતાની માયાવી નહિ પરંતુ દૈવી લીલા તે ખેલે છે ને ખેલાવે છે તેથી બીજાને લાભ પરંતુ જે દેહ દ્વારા તેમ બનતું હોય તેને શો લાભ? હું તો મારી દૃષ્ટિએ તેમાં નુકશાનજ માનું છું. અલબત આપણાં એવાં ભાગ્ય કયાંથી હોય કે માનો વાસ શરીરમાં થાય? પરંતુ શું તે એમ નથી સમજાતું કે મા મગજના લાડુના બદલે સાકરીયા ચણા આપીને ફોસલાવી રહી છે? દેહમાં પ્રવેશ અને સગુણ રૂપમાં દર્શન આ બેમાં જેટલું

અંતર છે તેટલું તેમાં નથી કે ? જેમ સૂર્યના પ્રતિબિંબનો પ્રકાશ નિહાળવો-ઝીલવો અને સૂર્યનો પ્રત્યક્ષ પ્રકાશ ઝીલવો નિહાળવો આ બેમાં જેટલું અંતર, તેટલું અંતર તેમાં રહેલું છે. માની છાયા હૃદયમાં રહે અને મા પ્રત્યક્ષ હાજર ઉભી રહે તેમાં જેટલું અંતર તેટલું મારી દૃષ્ટિએ હું તો માનું છું. ટૂંકમાં એટલુંજ કે મા ભકત માટે સગુણ બને છે, તો તે સગુણ સ્વરૂપનાં દર્શન તેજ ભકત માટે સારાં છે.

## ૫૭ ભકિતમાં સ્ત્રીનો સહકાર શ્રેષ્ઠ છે.

બંધુ ! ચક્કી તો ચાલી પરંતુ હવે જીવનચક્કી બરાબર ચલાવો. જુઓને તમારે ત્યાં જે મશીનો છે, તે બધાં કહેવાય મશીન પરંતુ એક લોટ દળે, બીજું તેલ કાઢે ને ત્રીજું વળી જે એન્જીન કહેવાય તે ન હોય તો બધાં મશીનો ચાલે પણ નહિ ! એન્જીન પૂર્ણ કયારે કહેવાય ? તેને પેલી પુલીબાઇ વળગેલી હોય ત્યારે ! જો તે પુલી ન હોય તો તેના પર પટો ન આવે ને મશીનો ચાલે પણ નહિ. આવીજ રીતે મનુષ્યમાં એન્જીન **પુરૂષ** ને પુલી તે **સ્ત્રી**, બંનેના સહકાર વિના જીવન સાધના થઇ શકતી નથી. એન્જીનના આંટા ઓછાવત્તી કરવા પુલી નાની મોટી થાય છે, પરંતુ પુલીને કાઢી નખાતી નથી તેમ તમારે સમજી લેવાનું. આપણે તો પુલીએ બદલી શકતા નથી. તેની તે પુલીને અભ્યાસ ને સંસ્કારરૂપી ઘસારો આપીને નાની બનાવો, ને પછી માઇ ભકિતનો પટો તેના પર ચઢાવો એટલે સડસડાટ ચાલ્યે જશે. થોડી સહનશકિત ને થોડી બુદ્ધિ પણ વાપરવી તો પડે ને?

## ૫૮ આત્મિક સંબંધજ શ્રેષ્ઠ છે.

આપને જે શોક થઇ રહ્યો છે તેનું કારણ તેમની સાથેનો તમારો દૈહિક સંબંધ હતો, જો આત્મિક સંબંધ હોત તો તે શોક ન થાત. જગતમાં સંબંધ બે પ્રકારના હોય છે. દૈહિક ને આત્મિક. માઇ પ્રેમીઓમાં જે અરસપરસ પ્રેમ જાગૃતિ થઇ રહી છે ને સગાભાઇ કરતાં વિશેષ સંબંધ સચવાય છે તેનું કારણ તે આત્મિક સંબંધ છે. ભકત ને ભકતની વચ્ચેનો સંબંધ તે આત્મિક સંબંધ છે. જેમાં બે આત્માઓનું એકજ લક્ષ્ય છે.

દૈહિક સંબંધમાં શોક, મોહને સ્થાન છે ને આત્મિક સંબંધમાં તેને સ્થાન નથી, ત્યાં તો વિરહને સ્થાન છે. એ વિરહ આશાજનક હોઇ સદાકાળ ટકતો નથી. કારણ પાછો બંને આત્માઓનો મેળાપ અવશ્ય થાય છેજ. બહુ દૂર હોવા છતાં બંને માઇપ્રેમીઓ વચ્ચે જે માઈપ્રેમનું જોડાણ છે તેથી તેઓ સર્વદા એક મનવાળા પણ રહે છે.

## ૫૯ કીર્તનમાં ભાવ આવ્યા પછી બીજાં કયાં લક્ષણોની જરૂર છે?

બંધુ ! કીર્તનમાં મળતો આનંદ, એ ઉપજેલો ભાવ તે માઇનામનું ફળ મળતાં પ્રકટ થયેલ એક લક્ષણ છે. તેની સાથે સત્ય, ન્યાય, દયા, પરસ્ત્રી ને પરધનની નિર્લોપતા; સંત-સમાગમ આ બધાં લક્ષણો સાથે ફુટયાં હોય તોજ માનો કે તે માઇ નામનું ફળ જે મળેલ છે તે પરીપકવ છે. બાકી કાચું ખાતાં તો ઉલટો પેટમાં દુઃખાવો થશે. દુઃખાવો

એ પ્રકારનો કે કીર્તનમાં ભાવ આવ્યા પછી બીજાં લક્ષણો ન હોય તો અહંકાર આવી જાય છે ને તેમાં પટકાઇ પડાય છે.

## ૬૦ માને પ્રાર્થના કરતાં પૂર્ણ વિચાર કરો.

બંધુ ! આપના એકના એક પુત્રનો સ્વર્ગવાસ જાણી દીલગીર છું. જેવી માઇઇચ્છા ! 'માએ મારા બાળકને લઇ લીધો.' આ શબ્દો આપના જે દુઃખ ને નિરાશાભર્યા જણાવ્યા છે; પરંતુ તેથી ફાયદો શો ? આપણે માની પ્રાર્થના કરતાં સામાનું અનુકરણ કરીએ છીએ પરંતુ તેવી ભૂમિકા ઉપર આપણે આપણાં સર્વ દુઃખો સહન કરી શકીશું કે કેમ તેનો વિચાર કરતા નથી.

માને પાર્થના કરીએ છીએ કે, "મા તુંજ અમારૂં સર્વસ્વ છે, મારૂં કશું નથી. બધું તારૂંજ છે." મા તો કહે છે કે, "બધું મારૂં છે તો પછી તેને હું લઇ જાઉં તો પછી તું દુઃખી શા માટે થાય છે ?" મા ઘરબાર લુંટી લેઇ નિર્ધન કરી મૂકે, આપની માફક એકના એક બાળકને પણ લેઇ લે ને તે સમયે આપણે આક્રંદ કરીએ તે શા કામનું ? પ્રથમથીજ બધું માને સમર્પણ કર્યું છે તો પછી મા જે સ્થિતિમાં રાખે તેમાં આપણું હિત છે તેમજ તેમાં આનંદ માનવાનો રહ્યો. જેનું ગજું હોય, જેઓ માની પૂર્ણ શરણાગતિ સ્વીકારી શકે તેમ હોય તેજ માને સર્વસ્વ સમર્પણ કરી શકે છે.

## ૬૧ સંસારમાં રહીને મન એકાગ્ર થાય કે ?

સંસારનો ત્યાગ કરવાથીજ એટલે કે અરણ્યમાં જઇને

બેસવાથીજ મન એકાગ્ર બને છે તેવું નથી. મન તો બહુ વિચીત્ર છે. તમે ગમે તો પાતાળમાં જઈને પેશસો તોપણ તમારૂં મન તો ત્રણે લોકમાં ભમતું રહેશે, મનની એકાગ્રતા સંસારમાં રહીને પણ થઈ શકે છે ને જેણે તેવી એકાગ્રતા સાધી તેનીજ એકાગ્રતા સિદ્ધ ગણાય. મનને એકાગ્ર કરવા માટે નિરંતર જરાપણ વિસામો ખાધા વીના માઈનું નામ-સ્મરણ, કીર્તન જપ વિગેરે જરૂરનું રહે છે, જ્યાં મન અંતર્મુખ થયું પછી ભલે તમે તમારા મકાનમાં તો શું પરંતુ ભર-બજારે બેસીને મનને એકાગ્ર કરી શકશો. આમાં પ્રયત્ન અને માઈકૃપાની જરૂરીઆત ખરી.

## ૬૨ કયા પ્રકારનો જપ શ્રેષ્ઠ છે?

કોઈપણ મંત્ર જપવો તે પહેલાં તેના પ્રકાર પ્રમાણે જપવાથી ઘણી અનુકૂળતા ને જલદી ફલદાયી નીવડે છે. (૧) દાંત હોઠ ને જીભ હાલે તે પ્રથમ પ્રકાર (૨) હોઠ ને દાંત ન હાલે પરંતુ જીભ અંદર ફર્યા કરે તે બીજો પ્રકાર. ત્રીજો જે સૌથી શ્રેષ્ઠ છે, તેમાં હોઠ, દાંત, ને જીભનું કંઈપણ હલન ચલન થયા સિવાય માત્ર શ્વાસોચ્છવાસ દ્વારાજ મંત્ર જપ થાય તે શ્વાસપ્રશ્વાસે જપ શ્રદ્ધા અને ભકિતપૂર્વક કરવાથી આપણું અંતર શુદ્ધ અને સાત્વિક બને છે. શ્વાસ-પ્રસ્વાસની અસર દેહના એકેએક પરમાણુ પર થાય છે. આપણો શરીરનો તમામ આધાર આ શ્વાસપ્રસ્વાસપર રહેલો છે. સ્વાસોચ્છવાસ દ્વારા થતા ઇષ્ટ જપથી તેની અસર આપણા સૂક્ષ્મ શરીરના પ્રત્યેક પરમાણુ પર થાય છે ને ક્રમેક્રમે તે પણ

ઇષ્ટમય થઇ જાય છે, આવો મંત્ર જપ કરનાર મનુષ્ય સાત્વિક બને છે તેમજ તેનાં કર્મો પણ સાત્વિકજ થાય છે.

## ૬૩ પ્રાર્થનાથી માંદગી ટળે કે ?

આપનો પ્રશ્ન સત્ય છે, જેની જેવી મા શ્રદ્ધા તેને તેવું ફળ પ્રાર્થના દ્વારા મળે છે. માંદગીમાં દવા ઇત્યાદિ કર્યા છતાં પણ જ્યારે કાંઇ ફેર ન જણાય ત્યારે દર્દીએ તેમજ તેના સગાવહાલાંએ ખરા અંતઃકરણપૂર્વક માની પ્રાર્થના કરવાથી દર્દીને આરામ થશે. કેટલીકવખત આપણે મુશ્કેલીમાં હોઇએ ત્યારે પ્રાર્થના કરવાથી મા આપણને તેનો રસ્તો બતાવે છે તેમ દર્દી માટે કોઇ યોગ્ય ઉપચાર પણ સૂઝાડે ને જેથીજ આરામ થઇ જાય. દવા ન કરવી તેવો ઉદ્દેશ ન માનતા, પરંતુ સાથે સાથે માનો આશિર્વાદ માગતાં દર્દીએ તથા કુટુંબીએ શીખવું જોઇએ. મા તેના ભકતોને સહાય કરે છે એ અચલ અટલ વિશ્વાસજ કામ આવશે.

## ૬૪ માઇ નામનાં રૂચિ કેવી રીતે ઉત્પન્ન થાય ?

માનું નામસ્મરણ આપનાથી અત્યારે નથી થઈ શકતું તેનું કારણ જાણ્યું. બંધુ ! માંદા પડો છો ત્યારે કડવી દવા પીવાની ઇચ્છા થતી નથી છતાં જીવવાની આશાએ પીએ છીએ તેવું માઇના નામસ્મરણ માટે છે. અત્યારે આપને તેની અરુચિ લાગે છે, છતાં પણ દરરોજ ઘણો થોડો સમય પણ જો માનું નામ સ્મરણ નિયમિત કરતા રહો તો તેમાંજ તમને રુચિ ઉત્પન્ન થશે નામ સ્મરણની અરુચિનું ઓસડ માઇનું નામજ છે. જેમ આપણને પિત્તરોગ થયો હોય ને તે સમયે

સાકર ખાધી હોય છતાંએ તે કડવી લાગે છે, પરંતુ સાકરજ એકલી ખાતાં ખાતાં તે મીઠી લાગવા માંડે છે, તેવીજ રીતે માઈ નામનો જપ ચાલુ રાખતાં અરુચિમાંથી અભિરુચિ થાય છે. એક વખત લાગલાગટ આઠ દિવસ સુધી પ્રયત્ન તો કરી જુઓ!

## ૬૫ સાધન માટે સારો સમય કયો?

સાધનભજન માટે તો શકિત માસિકમાંજ સ્વર્ગ અને નર્ક એ નામનો લાંબો લેખ છપાયેલો છે તેમાં સંપૂર્ણ વિગત આપેલી છે. સાધનભજન કરનારને કયા કયા સમયે દેવદૂતો મદદ કરે છે. તે જણાવેલ છેછતાં આપને ટૂંકમાં જણાવું છું કે માના સાધન ભજનનો ટાઇમ રાત્રીના બારથી પરોઢના પાંચ સુધીનો સારો છે. રાત્રીએ જગત જેમ શાંત હોય છે તેમ આપણો આત્મા પણ કંઇક અંશે શાંત રહે છે એટલુંજ નહિ પરંતુ દેવદૂતો યાને મહાત્માઓ રાત્રે આ સમયે ફરવા નીકળે છે. મહાત્માઓ એટલે તેમનાં સૂક્ષ્મ શરીરો. તેઓ સાધન ભજન કરનારની પાસે આવીને ઉભા રહે છે અને તેઓ ખપજોગી સહાય પણ આપે છે. આવો કોઇ મહાપુરૂષ આવતાં તમે તેને નજરે ન જોઇ શકો પરંતુ તે સમયે ચંદન તથા ધુપની મીઠી સુવાસ તમોને આવતી લાગશે. ને તેનાથી તમારૂ મન અતિશય પ્રફુલ્લિત બની જશે. ભજન માટે સંધ્યાકાળનો સમય, મંત્ર જપ માટે રાત્રીનો આ સમય સારો છે સૌથી પ્રથમ બે ત્રણ પ્રાણાયામ કરીને બેસવું.

## ૬૬ સબરસ વિના સર્વ વ્યર્થ છે.

લખો છો તે પ્રમાણેનો થડકાર હૃદયમાં કાયમ નથી રહેતો

તો તે સાચો થડકાર નથી. ભાવ થાય ને બેસી જાય તેવો નિયમજ નથી. ભાવરૂપી મા છે ને તે તો સદા ભકતહૃદયમાં વસ્યાજ કરે છે. તમારા શબ્દોમાં થડકાર-(ભાવ) તે તમારો દૂધના ઉભરા જેવો છે. છેવટે તે સમુદ્રની ભરતી જેવો થશે. ભરતી થતાં વહાણો ને સ્ટીમરો ચાલવા લાગે છે, વળી તે પાણી દૂરની જમીનપર પડતાં, ખાડી કરેલી હોય તો તેમાં ભરાયેલ પાણીથી મીઠું-**સબરસ** બને છે; પરંતુ ખાડી ન હોય તો જોઇએ તેવું મીઠું બનતું નથી. ખાડી તમારા માટે તૈયાર થઇ ચૂકી છે, અત્યારે જે દૂધનો ઉભરો છે તે ભરતીની ઓટ જેવો બનશે ને છેવટે સબરસ પાકશે પછી ભકિત-ભોજન મીઠાશવાળું લાગશે. સબરસ વીના સર્વ વ્યર્થ છે. સબરસ પકવતાં શીખો નહિ તો દૂધનો ઉભરો ઉભરાઇ જતાં દૂધ જતું રહેશે ને ઉલટો પ્રજવેલો અગ્નિ હોલવાઇ જશે ને સગડીએ ખરાબ થશે સમજો તો સારૂં છે.

## ૬૭ ભકિતસુખ બીજાથી જાણી શકાતું નથી.

બંધુ ! ભકિતપ્રેમનું જે સુખ છે તે કોઇને કાગળદ્વારા બતાવી શકાતું નથી. તે નથી બોલી શકાતું કે નથી જણાવી શકાતું. તે તો માનો જે બાળક કરતો હોય તેજ જાણે !-તેનુંજ ચિત્ત તે અનુભવી શકે છે. બાકી બીજા ભલેને મોટા પંડીત હોય કે ગમે તો સાયન્સના પ્રોફેસર હોય, પરંતુ તે નહિ જાણી શકે. માત્ર માની કૃપા થતાંજ માનો બાળક જાણી શકે છે. આપનેજ પૂછું છું કે, બાલ્યવયમાં જે જનેતાનું પયપાન કર્યું, જેના ખોળામાં તમે કૂદાકૂદ કરી રહ્યા હતા:

તે સમયે તમને જે આનંદ મળતો તે અત્યારના કોઇ આનં-દની સાથે સરખાવી શકો છો ? નહિજ. તમે જે આનંદ તે બાલ્યવયમાં ભોગવ્યો છે તેનું તમને સ્મરણે થતું નહિ હોય ! પછી અનુભવી તો કયાંથીજ શકો. જ્યારે પોતે ભોગવેલા આનંદ સુખને પણ અત્યારે જાણી કે સમજી શકાતો નથી તો પછી જે જગદંબાની મદદ કૃપાથી મળતું ભક્તિસુખ તે એમને એમ શી રીતે અનુભવાય ?

## ૬૮ માના સેવક ક્યારે બનાય ?

આપ માના સેવક તરીકે લખો છો તે જાણ્યું. આપે તેટલી યોગ્યતા મેળવી તેના માટે આપને ધન્યવાદ. આપનાં નામ આગળ 'માઇસેવક' ન છપાયું તો તે બદલ મને ક્ષમા કરશો. આપને સહજ એક પ્રશ્ન કરૂં છું, જ્યારે 'માઇસેવક' તરીકે જાહેરજ થવું છે તો પછી તે ઉપનામની [પદવી]ની પાછળ તમારા નામની શી જરૂર છે ? તમોને તમારા પોતાના નામનો મોહ છે કે 'માઇસેવક' નામનો મોહ છે ?

બંધુ ! સાચો સેવક કોણ ? જે પોતાના શરીરને તણખલું સમજે છે ને સોનાને પત્થર સમજે તેજ સાચો સેવક કારણ તેનાથી તેનો સ્વામી એટલે માઇ દૂર રહેતી નથી; પરંતુ ભિન્ન રહેતી નથી. ભલા ! આપે માના નામે કેટલું ધન વાપર્યું ? માના નામે શરીરદ્વારા કેટલી સેવા કરી ? માસિકનું લવાજમ આપવાની તો ઇચ્છા નથી. આજ આપની માઇસેવાને ? જે સાચો સેવક છે તેને તો તેવી ઉપમાની પણ જરૂર નથી. માટે બંધુ ! ખોટા આલ્હાડંબરને તજી માના

સાચાં સેવક બનો. માના નામ પર તનમન ધન સમર્પણ કરો પછી માના સાચા સેવક બનો.

## ૬૯ ખરો ત્યાગી કોણ ?

બંધુ ! પત્ની સાથેના સહગમન માટેનો તમારો ત્યાગ જાણ્યો. તેમાં જે પ્રશ્ન પૂછેલ છે તેનો ઉત્તર તો તમારી પત્નીના વિચાર પર અવલંબે છે. ત્યાગ હંમેશા બે પ્રકારના હોય છે. કોઇ સંસારત્યાગી બન્યો હોય ને તે દેહથી સ્ત્રીનો સ્પર્શ ન કરે પરંતુ તેનું ચિત્ત વિષયાગ્નિમાં બળ્યા કરતું હોય. બીજો ત્યાગ ગૃહસ્થીનો છે. મનુષ્ય ગૃહસ્થી હોય, પત્ની સાથે સહગામી હોય પરંતુ તેનું ચિત્ત માના ચરણમાં ચોંટેલું હોય. પ્રથમના ત્યાગીને અંતે નવા જન્મમાં સંસાર ભોગવવો પડે છે જ્યારે બીજા ગૃહસ્થી-ત્યાગીને તો અંતે મોક્ષ-માનું ચરણકમળજ પ્રાપ્ત થાય છે. આપણે તો સંસારમાં રહ્યા એટલે પત્નીને સંતોષ્યા વિના છૂટકો નથી. તેમનુંજ ચિત્ત માની ભકિત તરફ વાળવું જેથી તમોને અનુકૂળ થઇ પડશે.

## ૭૦ પત્થરના ટુકડા જેવા ન રહો.

તમારાથી કશું નથી બનતું તે જાણી દીલગીર છું. જગતમાં માએ મનુષ્ય જન્મ આપ્યો છે, તો કંઇક તો કરો. જંગલમાં એક પત્થરનો નાનો ટૂકડો પડયો હશે તો તેના તરફ આપણી દૃષ્ટિ નહિ જાય; પરંતુ તે ટૂકડાપર કંઇક કારીગરી કરેલી હશે, અગર તો તે પત્થરનો ટૂકડો કોઇ એકાદ જીર્ણ મહેલ કે મંદિરનો બનેલો હશે તો આપણે તેને જોઇશું ને તેના પરથી કારીગરીની તથા કારીગરની તેમજ તેના

મહેલ કે મંદિરની વિચારણા કરીશું. આજ પ્રમાણે બંધુ! એક પત્થરના ટૂકડાની માફક રસ્તામાં રખડયા કરતાં કંઇક ભક્તિ-રૂપી કારીગરી ચઢાવો કે જેથી જગતમાં ને માને ત્યાં પણ તેની કીંમત થાય.

## ૭૧ મા સર્વ સ્થળે છે.

મા મારા એકલાની પાસે નથી. તેણે રચેલ ત્રિભુવનમાં તે સર્વ સ્થળે છે. તેનો પ્રકાશ સર્વ સ્થળે જોઇ શકાય છે. તે સર્વ સ્થળે છે ખરી પરંતુ તેનો પ્રકાશ–તેની શકિત દરેક સ્થળે ઓછાવત્તા પ્રમાણમાં રહે છે. ભકતહૃદયમાં, મંદિરમાં તથા જે ભકિત ન કરતો હોય તેવા મનુષ્યમાં તેમજ જડ પદાર્થોમાં પણ મા ઓછાવત્તા પ્રમાણમાં જોવામાં આવે છે.

જેમ વિજળી આખા ગામમાં છે, આપણા ઘરમાં છે. પાવર બધે વહેતો હોય છે, પરંતુ નાની લાઇટ બળતી હોય ત્યાં તેટલા પ્રમાણમાં પાવર જણાય ને જ્યાં મોટાં મશીનો વિજળીથી ફરતાં હોય ત્યાં મોટા પ્રમાણમાં પાવર જણાય. જ્યાં જેવું કાર્ય ત્યાં તેવા પ્રમાણમાં પાવરનું ઓછા-વત્તાપણું હોય છે. આજ પ્રમાણે આપ સમજી લ્યોને! બંધુ! જુઓ તો ખરા કે બત્તી માટે નાના મોટા ગ્લોબની જ જરૂર રહે છે જ્યારે મોટાં એન્જીનો ચલાવવા માટે તો પાછી ઇલેકટ્રીક મોટર મૂકવી પડે છે જ્યાં જેટલો ખર્ચ ત્યાં તેવું કામ! જ્યારે આપણી સંસારીક વસ્તુઓમાં પણ આવું રહેલ છે, તો પછી જગનિયંતા માની લીલામાં તેટલો ફેર ન હોય કે ?

## ૭૨ મહેનત કર્યા સિવાય કશું મળતું નથી.

'મા બતાવો' એમ માત્ર મુખેથી કહેવાથીજ મા મળતી નથી તેના માટે મહેનત કરવી પડે છે. આજે સૌ કોઇ વિના મહેનતે લોટરી કે સટ્ટાદ્વારા શ્રીમંત થવા માગે છે તેમ આપ વિના ભક્તિએ માને મેળવવા માગો છો. હુંજ માની કૃપા મેળવવા મથી રહ્યો છું ત્યાં 'મારી કૃપા' આપને કયાંથી આપું? ને કયાંથી માનાં દર્શન કરાવું ? તમે જે વૈદ બન્યા છો તે કંઇ એમને એમ વૈદ બની ગયા ? સૌથી પહેલાં તો તમારા પિતાશ્રી વૈદ હતા, તેમને ત્યાં તમે જન્મ્યા, પછી તેમની સાથે રહીને ઘણા વર્ષ સુધી અભ્યાસ કર્યો, ત્યારે તમે વારાફરતી નાડીની પરીક્ષા કરતાં શીખ્યા પછી દવાઓનું પ્રમાણ શીખ્યા. આમ ઘણા વર્ષનો તમારા પિતાશ્રીનો સહવાસ ને તમારો અભ્યાસ થયો ત્યારે તમે વૈદ બન્યા. આવીજ રીતે માના ભકતનો સહવાસ ને ભકિત રૂપી નાડી પરીક્ષા કરતાં શીખો ત્યારે ભાઇ મા મલે છે. બાકી કંઇ એમને એમ વિના મહેનતે મલતી નથી. તમે વૈદકનો ધંધો શીખ્યા ન હોત તો કાંઇ વૈદ્ય થાત કે!



# યાદ કરો.

તમારે ત્યાં આવતા શુભાશુભ
પ્રસંગે માના મંદિરને
અવશ્ય યાદ કરો.

તમારાથી
બને તો ફૂલ નહિ ને ફૂલ પાંખડી
માના ચરણોમાં
સમર્પણ કરો.

# શ્રી શક્તિ સાહિત્ય મંદિરની પ્રવૃત્તિઓ

: ધ્યેય–ઇશ્વર પ્રત્યેની મા–ભાવનાનો ભકિત પ્રચાર :

## :: સાહિત્ય પ્રવૃત્તિ ::

### ૧ શકિત "ગ્રંથમાળા"

- આ માળાનું વર્ષ શ્રાવણ સુદ ૧૫ થી શરૂ થાય છે.
- પુસ્તકોદ્વારા ભકિતરસનું વાંચન મળે છે.
- વા. લવાજમઃ રૂ. ૧) પો. ખ. સાથે.
- લવાજમ પ્રથમ પુસ્તક સમયે જ લેવામાં આવે છે.

### ૨ "શકિત" માસિકઃ

- પ્રત્યેક માસની પૂર્ણિમાએ માસિક–પત્ર પ્રકટ થાય છે.
- વર્ષ આસો સુદ ૧૫ થી ભાદરવા સુદ ૧૫ નું ગણાય છે.
- વાર્ષિક લવાજમઃ રૂ. ૨) પો. ખ. સાથે.
- ચૈત્ર માસમાં દળદાર ખાસ અંક આપવામાં આવે છે.

### ૩ શકિત "પુસ્તકમાળાઃ"

- વર્ષમાં ગમે ત્યારે છૂટક પુસ્તક પ્રગટ થાય છે.
- અગાઉથી ગ્રાહક થનારને ઓછી કિંમતે મળે છે.

### ૪ શકિત "પુષ્પમાળાઃ"

- મંદિરના વર્ષ સાથે શ્રાવણથી જ વર્ષ ગણાય છે.
- વિના મૂલ્યે નાનાં પુસ્તકો વહેંચવામાં આવે છે.

### ૫ શકિત "પુસ્તકાલયઃ"

- આ વિભાગદ્વારા શકિત સાહિત્યનાં બીજાએ પ્રગટ કરેલાં પુસ્તકો મંદિરની ઑફીસે છૂટક કિંમતેથી વેચવામાં આવે છે.

## :: અન્ય પ્રવૃત્તિ ::

મા–મંદિર | માઇ મંત્ર મહાયજ્ઞ

**શ્રી શકિત સાહિત્ય મંદિર, સ્ટેશનરોડ–નડિઆદ.**

**ભગવતી પ્રેમીઓને અત્યંત ઉપયોગી પ્રાણવાન પુસ્તકો**

| | | |
|---|---|---|
| **ભગવતી ભક્તરત્ન** | [પ્રાચીન ભક્તોનાં ચરિત્રો] | ०॥ |
| **ભગવતી ગીતા** | [ગુ. શ્લોક-ટીકા સાથે] | ०॥ |
| **જ્યોતિદર્શન** | [અર્વાચીન ભક્તોનાં ચરિત્ર] | ०॥ |
| **શક્તિ-સહસ્ર પાઠ** | [ભગવતી-ગાયત્રીનાં હજાર નામ] | ०॥ |
| **શક્તિ સંતચરિત્ર** | [પ્રાચીન અને અર્વાચીન સંતો] | ०।≈ |
| **શક્તિવિજય** | [બોધદાયક સળંગ વાર્તા] | ०॥≈ |
| **'મા'નો મહિમા ભા. ૨** | [નવીન વિધવિધ ગરબા-ગરબી] | ०)≈ |
| **શક્તિ-મહિમ્ન** | [ગુ. શ્લોક-ટીકા સાથે] | ०। |
| **દેવાંશી દુર્ગાદેવી** | [સળંગ સુંદર વાર્તા] | ०॥ |
| **શક્તિ-કથા** | [પાંચ અધ્યાય. ગુ. શ્લોક ટીકા] | ०। |
| **શ્રી અંબિકા અંક** | [શક્તિનો બીજા વર્ષનો અંક] | ०।≈ |
| **શ્રી બાલાંક** | [શક્તિનો ત્રીજા વર્ષનો અંક] | ०।≈ |
| **શ્રી કાલિકા અંક** | [શક્તિનો ચોથા વર્ષનો અંક] | ०॥ |
| **રત્નદિવડાં** | [ભક્તિવાન સ્ત્રી પુરૂષનાં ચરિત્ર] | ०॥ |
| **સૌન્દર્યલહરી** | [શંકરાચાર્યે કરેલ શક્તિ-સ્તુતિ] | ०॥। |
| **ભગવતી ભજનો. (૨)** | [ચાલુ રાગનાં ગરબા, ગરબી,] | ०। |
| **જગદંબા કાવ્યામૃત** | [ભક્ત ચતુરદાસ રચિત છંદ] | ०॥। |
| **શ્રી બાલાર્ચનપદ્ધતિ** | [બાલાની ઉપાસના વિધિ] | ०॥ |
| **નવરાત્રી ભજનાવળી** | [થોડાક ગરબા-ગરબી] | ०)- |
| **સુબોધવાટિકા** | [બોધદાયક નાની વાર્તાઓ] | ०॥≈ |

દરેકનું પો. ખ. જુદું. વધુ માહિતી માટે પત્રવ્યવહાર કરો.

**શ્રી શક્તિ સાહિત્ય મંદિર, સ્ટેશનરોડ-નડિઆદ.**

